# રાજા ભોજ

અને

# કવિ કાળિદાસ.





कविवर पंडित श्रीकालिदास

The Manoranjan Press
Girgaon BOMBAY

# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.



ન્હાના બાળકો માટે આનન્દજનક ન્હાની ન્હાની
સુંદર વાર્તાઓનો સંગ્રહ

પ્રથમાવૃત્તિ

પ્રસિદ્ધ કર્ત્તા

મેશર્સ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨.

મૂલ્ય એક રૂપીઓ.

મુંબાઈ,
ઇ સ ૧૯૧૫.

# અમ્હારા બે બોલ.



ભોજ અને કાલિદાસની ન્હાની વાર્તાઓનો આ એક સુદર અને ઉપયોગી સંગ્રહ ગુજરાતી પ્રજા સમક્ષ આજે ધરતા અમને અતિ આનંદ થાય છે. આ વાર્તાઓમાં ન્હાના બાળકોને તેમના બુદ્ધિવિકાસ માટે આનન્દ આપતી સારી સામગ્રી ભેગી કરવામા આવી છે રાજા ભોજ અને કુવિવર પંડિત કાલિદાસના નામથી ગુજરાતી પ્રજા એવી અજ્ઞાત નથી કે તેમને માટે વધારે સ્પષ્ટીકરણ કે ઓળખાણ કરાવવાની અત્રે કોઈ પણ પ્રકારની જરૂર રહી હોય ન્હાના બાળકોને તેમના બુદ્ધિવિકાસ માટે રમુજ આપે એવા પુસ્તકોની આપણા ગુજરાતમા જરૂર છે અને એવાં પુસ્તકોમા આ પુસ્તક એક ઉપયોગી સ્થાન ભોગવામા સફલ નીવડો એ અમારી શુભેચ્છા છે ગુજરાત આવા પુસ્તકોની જરૂરીઆત સમજી તેને જેટલો આદર આપશે એટલો ઓછો જ છે ન્હાના બાલકોને સરળ લાગે એવી જ ભાષાનો આ પુસ્તકમા ઉપયોગ કરવામા આવ્યો છે એટલે અમને સપૂર્ણ આશા છે કે 'ગુજરાત' આવા એક ન્હાના પણ સુન્દર પુસ્તકને યોગ્ય આવકાર અવશ્ય આપશે જ, અને એવી એક પવિત્ર ભાવના હૃદયમા ધરતા 'ગુજરાત' ન કરકમળમા અમ્હે આ પુસ્તક સમર્પીએ છીએ

અમ્હારો આ અભિલાષ પરમાત્મા સિદ્ધ કરો એ જ અમારી પ્રાર્થના છે.

સંવત ૧૯૭૧
શ્રી ગોકુલ અષ્ટમી, મુબાઈ

પ્રસિદ્ધકર્તાઓ.

# ભોજ અને કાલિદાસ.

## અનુક્રમણિકા.

### ભાગ ૧ લો.



### ભાગ ૨ જો.

| વિષય. | | પૃષ્ઠ. |
| --- | --- | --- |





# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.

## ભાગ ૧ લો.

## ભોજ ચરિત્ર.

આગલા વખતમાં આપણા ભરતખંડમાં, જબરા દબ દબાવાલા, જોરાવર, અને સુર્ય, અને ચંદ્રવંશના કુલના હજારો રાજાઓ રાજ્ય ભોગવી ગયા છે પરદેશી રાજાઓના હુમલા પછી આ દેશ ઘણી નબળી સ્થિતિમાં આવી ગયો હતો અને કળાકોશલ્ય અને વિદ્યાહુન્નર નાશ પામ્યા હતા મહાન સીકંદર બાદશાહે અને તેના પછી આવનાર દારાયસે પ્રજાને નબળી કરી નાખી અને દેશી રાજાઓમાં એકમેકમાં સંપ ન હોવાથી પરદેશી રાજાઓ વધારે ફાવી ગયા તેમની પછી અફગાન, મોગલ અને તાર્તાર લોકોએ વારવાર આ દેશ ઉપર ચઢાઇઓ કરી તેમના હુમલાથી આપણા દેશની પડતી વધારે થઇ ઇ. સ ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં ગીઝનીના સુલતાન મહમુદે આ દેશ ઉપર બારવાર હુમલા કર્યા. તેના આ હુમલાઓથી આપણા દેશનો ઘણો માલ નીકળી ગયો રાજાઓને રાત દિવસ પોતાના જીવની ઘણી ધાસ્તી રહેવા લાગી. વિદ્યાહુન્નર ઉપર કોઇએ ધ્યાન ન આપ્યું. રાજા પોતે જ્યાં અવિદ્વાન ત્યાં પછી પ્રજાની શી વાત ?

બારમા સૈકામાં ધારાનગરીમાં રાજા ભોજ થયો. તે પોતે વિદ્વાન હોવાથી વિદ્યાહુન્નરનો ફેલાવો કરવા યત્ન કરવા લાગ્યો તેણે પોતાના દરબારમાં જુદા જુદા દેશોમાથી અનેક મહાન વિદ્વાનો તેમ જ પંડિતોને તેડાવીને રાખ્યા. પોતાના કાયદામા તેણે એક એવી કલમ દાખલ કરી કે, ધારાનગરીમા કોઈ પણ માણસે અભણ રહેવું નહિ. શું નાના કે મોટા, સ્રી કે પુરૂષ દરેક જણે વિદ્યાભ્યાસ કરવો. લોકોનો મોટો ભાગ અભણ હતો. તેઓ ફક્ત પોતાના ઉપયોગ જેટલુ નામુ ઠામુ રાખતા શીખતા હતા તેઓને પણ આ કાયદાને લીધે શીખવુ પડયુ. ભોજ રાજાએ પોતાને ખરચે એક પાઠશાળા સ્થાપી. આ વખતે ભોજ રાજા વિદ્વત્તામા સર્વોપરી કહેવાતો હતો. ધારાનગરી ઇંદ્રની અમરાવતી પુરીના જેવી ગણાતી. વિદ્યાના ભંડારરૂપ આવા શહેરમા વસવાને લોકોને સ્વાભાવિક રીતે ઇચ્છા થતી હતી.

ભોજ રાજા વિષે આટલો ખુલાસો કરીને હવે આપણે તેનો અહેવાલ શરૂ કરીએ.

મહારાજાધિરાજ વિક્રમાદિત્ય પરમારના વંશમા સિંધુલ નામે રાજા ધારાનગરીમા રાજ્ય કરતો હતો. આ મહારાજાએ પોતાના પુર્વજોએ ખોઈ દીધેલા દેશો પાછા જીતી લીધા હતા. પોતાની પ્રજાનુ પાલન પણ તે ઘણી સારી રીતે કરતો હતો અને બધી વાતેને સુખી હતો. માત્ર તેને પુત્રનુ જ એક દુ:ખ હતુ વૃદ્ધાવસ્થા થવા આવી હતી તો પણ તેનુ વાંઝીઆપણુ ગયુ ન હતુ. પણ ઇશ્વર ઇચ્છા બલવાન છે તેથી વૃદ્ધાવસ્થામા તેને એક પુત્રની પ્રાપ્તિ થઈ. પુત્ર પ્રાપ્તિના હર્ષમા રાજાએ ઘણુ પુન્ય દાન કયુ, બંદીવાનોને માફી બક્ષી છુટા કર્યા, પ્રજાએ પણ હર્ષોત્સવ કર્યો, રાજાએ રાજ્યજોશીઓને બોલાવી કુંવરની જન્મપત્રિકા કરવાનો હુકમ કર્યો. જોશીઓએ કુંવરની જન્મવેળાનું ગણિત કરીને રાજાને કહ્યુ—" મહારાજાધિરાજ, અમને ગણિત ઉપરથી એવુ માલમ પડે છે કે, આ કુવરનુ.

આયુષ્ય ઘણું મોટું છે. વળી આગળ જતાં તે મોટું નામ કાઢશે. એમના રાજ્યમા કોઈપણ માણસ મુર્ખ રહેશે નહિ. વિદ્યાહુન્નર અને કળાકૌશલ્યને એ ઘણુ ઉત્તેજન આપશે અને ચક્રવર્તી મહારાજા કહેવાશે. એ સુખથી રાજ્ય કરશે પણ એમની બાલ્યાવસ્થામા એમને દુઃખ ખમવુ પડશે. આ દુ.ખ ભોગવી લીધા પછી એમને સુખ પ્રાપ્ત થશે. સુખ દુઃખ કર્માનુસાર આવે છે જ એટલે તેનો હર્ષ શોચ કરવો ફોકટ છે. રાશિ ઉપરથી એમનું નામ ભભા ઉપર આવે છે તેથી " ભોજ ' નામ પાડવુ. "

રાજાએ તેમને દક્ષિણા આપી વિદાય કર્યા. બનવા કાળ હશે તે બનશે જ એમ ધારી રાજાએ ધીરજ પકડી

ભોજ જ્યારે પાંચ વર્ષની ઉમરનો થયો ત્યારે સિંધુલ રાજા આજારી પડયો પોતે હવે ઝાઝા દહાડા આ દુનિઆમા નહિ કાઢે એમ રાજાએ જાણ્યું. રાજ્યનો બદોબસ્ત કરવાનો તેણે ઠરાવ કર્યો તેના મનમા એમ આવ્યુ કે પુત્ર છતા ભાઇ મુંજને રાજ્ય અપાય તેમ નથી—જો ભોજને રાજ્ય આપીશ તો મુંજ મહા બલવાન છે તે રાજ્ય છીનવી લેશે. અને વખતે ભોજને મારી પણ નાખે. લોભ એક એવી વૃત્તિ છે કે જે માણસની પાસે ખરાબમા ખરાબ કામ કરાવતા પણ ચુકતી નથી. એના વિશે કહેવાય છે કેઃ—

### श्लोक

लोभः प्रतिष्ठा पापस्य प्रसुतिलोभ एवच ॥
द्वेषक्रोधादि जनको लोभ पापस्य कारणम् ॥ १ ॥
लोभात् क्रोध प्रभवति क्रोधाद्रोह प्रवर्तते ।
द्रोहे नरकं याति शास्त्रज्ञोपि विचक्षणः ॥ २ ॥
मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमं ।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदर ॥ ३ ॥

ભાવાર્થ—લોભથી પાપની ઉત્પત્તિ થાય છે, લોભથી દ્વેષ અને ક્રોધ આદિ જન્મ પામે છે, અને લોભ એ જ સર્વ પાપનું મુળ છે લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, અને ક્રોધથી દ્રોહ વધે છે. શાસ્ત્ર જાણનારા પુરૂષો એમ કહેછે કે, દ્રોહથી નરકની પ્રાપ્તિ થાય છે. મા, બાપ, પુત્ર, ભાઇ અથવા મિત્ર, લોભને લીધે સ્વામી અથવા સગા ભાઇને પણ મારી નાખે છે

એટલા માટે જો હું ભોજને રાજ્ય ગાદી ઉપર બેસાડીશ તો મુંજ તેને મારી નાખશે કારણ કે તે ઘણા જ અદેખો અને લોભી છે. અને તેથી મારા વશનો નાશ થશે તે માટે સૌથી સારો રસ્તો તો એ છે કે મુંજને મારા રાજ્ય ઉપર બેસાડી ભોજને તેના હાથમાં સોપવો, એટલે ભોજ ઉમરમા આવતા તેની પાસેથી રાજ્ય લઇ શકે.

આ પ્રમાણે વિચાર કરી રાજાએ પોતાના મુખ્ય મંત્રી બુદ્ધિસાગરને પાસે બોલાવી પોતાના મનની વાત તેને કહી. પ્રધાનને પણ તે વાત પસંદ પડી. રાજાએ પોતાના ભાઇને બોલાવી મંગાવી રાજ્યનો ભાર તેને સોપ્યો બાલક ભોજને તેના હાથમા આપીને રાજાએ કહ્યું, "ભાઇ મુંજ, મારો પુત્ર ભોજ નાની વયનો છે, એટલા માટે એ મોટો થાય ત્યા સુધી તારે રાજ્ય ચલાવવુ એ ઉમરમા આવે ત્યારે તારે એને રાજ્ય સોપી દઇ તારા પોતાના ગીરાસના ગામો સંભાળવા "

મુંજે તે પ્રમાણે કબુલ કર્યુ. પછી રાજાએ શાંત ચિત્તે ઇશ્વરનું ભજન કરતા સ્વર્ગવાસ કર્યો અને આ નાશવત દેહ છોડયો. મહેલમા રડારોળ થઈ રહી રાજાના શબને અગ્નિસસ્કાર કરી સૌ ઘેર આવ્યા. રાજાની બધી ક્રિયા કર્યા પછી મુંજ ઘણી ધામધુમથી રાજ્યગાદી ઉપર બેઠો.

રાજા મુંજ આપમતલબી અને સ્વાર્થી હતો. અનાયાસે જ્યારે તેને રાજ્ય મળ્યુ ત્યારે તેણે પોતાને લાયક અને

પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે એવા પોતાને અનુકૂલ માણસો શોધવા માડ્યા. જુના પ્રધાન અને અમલદારોને રજા આપી પોતાની વગના નવા રાખ્યા. જુના માણસો ગયા અને નવા આવ્યા એટલે રૈયતે પ્રથમ તો કાઇંક ગડબડ કરી પણ આખરે શાંત થઇ

નવા કારભારી અને અમલદારો જેમ ફાવે તેમ રૈયતને લુટવા લાગ્યા રાજા તેમની દાદ કે ફરીઆદ મુદલ સાભળે નહિ. આ પ્રમાણે થોડો વખત ચાલ્યુ.

એમ કરતા ભોજ જ્યારે સાત વર્ષનો થયો ત્યારે કાકા મુંજે તેને વિદ્યાભ્યાસ કરાવવાનો નિશ્ચય કર્યો.. તેને વાસ્તે એક ખાસ પાઠશાળા સ્થાપી અને મોટા મોટા પંડિતોને તેડાવ્યા. ભોજને યજ્ઞોપવિત કરી તેમના હાથ નીચે સોપી તેને દરેક વિદ્યા ભણાવવાની ભલામણ કરી ભોજ નાની ઉમરનો હતો તોપણ વિદ્યાકળા શીખવા ઉપર તે વિશેષ ધ્યાન આપતો. તેના શિક્ષાગુરૂઓ પણ તેની હુશીઆરી અને સારી ચાલથી તેના ઉપર વધારે હેત રાખતા. ગુરૂ જે કાઇ શીખવતા તે તે હોશથી શીખી લેતો થોડા વખતમા તે બધી જાતની વિદ્યાકળા વગેરે વિષયોમા હુંશીઆર થયો

એક દિવસે રાજા મુંજ પાઠશાળા જોવા આવ્યો. આ વખતે ભોજ કુવરની વય બારતેર વર્ષની થવા આવી હતી રાજા મુંજે ભોજને દરેક બાબતમા હુશીઆર થયેલો દીઠો. ભોજની હુશીઆરી જોઇને મુંજના પેટમા ધાસ્તી પડી કે બાર તેર વર્ષની અવસ્થામા જે ભોજ આટલો બધો હુંશીઆર છે તે જ્યારે વધારે મોટો થશે ત્યારે તો નકી મારા હાથમાથી રાજ્ય લઇ લેશે. માટે હમણાથી જ કાઇ ઉપાય કરૂ તો સારૂં, લોકાપવાદનુ ભય રાખવાનુ કાઇ કારણ નથી. હમણા જે કામ કરીશ તે ઠીક જ થશે, નહિ તો પાછળથી પસ્તાવો થશે, હજી એ નાનો છે ત્યાં સુધી તો કાઇ નથી પણ મોટો થશે ત્યારે ભારી પડશે.

આવા વિચારો મુંજને આવવા લાગ્યા. દિવસે તેની ભુખ અને રાતે ઉંઘ ઉડી ગઈ, એટલે આખરે એક દિવસે ચોક્કસ નિશ્ચય કરી વત્સરાજ નામના પોતાના એક મિત્રને ખાનગીમાં બોલાવી તેને બધી વાત કહી સભળાવી. મુજ બોલ્યો, "હે મિત્ર, મારા દુઃખમા તુ જ એકલો ભાગીઓ છે. મારી ઉપર આ એક મોટું કષ્ટ આવી પડયું છે તેનુ નિવારણ પણ તુજ કરી શકશે. ખરા મિત્રની પરીક્ષા દુઃખની વખતે જ થાય છે માટે આ વખત એટલુ કામ કર કે, ભોજને આજ રાતના રથમા બેસાડી જંગલમાં લઇ જા અને ત્યા તેને મારી નાખી તેનું માથું કાપી નિશાની તરીકે લઇ આવ. આ કામના બદલામા તને ગામગરાસ વ શપરપરા મળશે."

વત્સરાજ આ સાભળીને ગભરાઈ જ ગયો. જવાબ શુ આપવો તે પણ પ્રથમ તો તેને સુઝયું નહિ. પણ થોડીવારે શાત થઇ હાથ જોડીને તે બોલ્યો, "નામદાર મહારાજા, કુમાર ભોજ તો હજી નાદાન બાલક છે નથી તેની પાસે પૈસો કે નથી લસ્કર। સિંધુલ રાજા એમને આપના હાથમા સોપી ગયા છે. વળી એ કુમાર આપને પિતાતુલ્ય માને છે તેમ વળી આપની આજ્ઞાનુ ઉલ્લંઘન પણ મુદ્દલ કરતા નથી, તો એવા આજ્ઞાકિત સુપુત્રને મારવામા શો ફાયદો? સાહસિક કામ કરવા પેહેલા તે વિષે પુરતી રીતે વિચાર કરવો સારો છે, પણ પાછળથી કરેલો પસ્તાવો કાઇ કામ નથી આવતો. એક રાજાનો છોકરો, જેણે સાહસથી પોતાના પોપટની ડોક મરડી નાખી હતી અને પાછળથી એટલો તો પસ્તાવો કરતો હતો કે, પોતાનો જીવ સુદ્ધા આપવાને તે તૈયાર થયો હતો, તે વાત આપે નથી સાભળી શુ?"

મુંજે કહ્યુ, "ના મેં એ વાત નથી સાભળી. તું તે કહી સંભળાવ તો."

વત્સરાજે કહ્યું "ઠીક છે, નથી સાભળી તો સાંભળો, નાકોઇ એક રાજાને એકનો એક કુવર હતો. એક દિવસ પોતાના મિત્ર પ્રધાનપુત્રને સાથે લઇ રાજકુંવર મૃગયા રમવા ગયો. મધ્યાન્હકાળ થવા આવ્યાથી રાજકુંવરને તૃષા લાગી. રાજકુવર વાસ્તે પાણી લેવાને પ્રધાનપુત્ર ગયો રાજકુવર એક વડના છાયડા તળે ઉભો હતો. હવે એવું બન્યું કે, રાજકુંવરે એક પોપટને પાળ્યો હતો. તે પોતાના શીખવેલા મધુર શબ્દોથી લોકોના મન રંજન કરતો હતો. તેથી રાજકુંવર જ્યા જતો ત્યા તેને સાથે લઇ જતો હતો. તે દિવસે પણ પોપટ સાથે હતો એક વખતે પ્રધાનપુત્ર રાજપુત્ર માટે પાણીની શોધ વાસ્તે ગયો હતો, પણ તેને કયા પણ પાસે પાણી ન મળી આવવાથી એ વધારે લાબે નીકળી ગયો. આ તરફ રાજકુવર તૃષાથી વધારે આકુળ-વ્યાકુળ થયો ઇશ્વર ઇચ્છા બળવાન છે તેથી એવું બન્યુ કે, પેલા વડના ઝાડ ઉપરથી પાણીની ધારા થઈ. રાજકુંવરે પ્યાલો ધર્યો કે તે પાણી ભરી લે. જેવો પ્યાલો ભરાઇ ગયો કે, તરત જ પોપટે આચકો મારી તે પ્યાલો ઢોળી નાખ્યો. રાજકુંવરે પોપટ ઉપર કાંઈક ખીજવાઇ જઇને ફરીને પ્યાલો ભર્યો તો તે પણ પોપટે ઢોળી નાખ્યો રાજકુંવરે તૃષા ન ખમાવાની પીડાથી ક્રોધાતુર થઇને પોપટની ડોક મરડી નાખી તરત જ એ પાછો પ્યાલો ભરવા જાય છે એટલામા તો પ્રધાનપુત્ર પાણી લઇને ત્યા આવી પહોચ્યો. રાજકુવર પાણી પી શાત થયો. પ્રધાનપુત્રે પોપટ ન જેવાથી તે કયા ગયો તે પુછ્યુ. રાજપુત્રે તેના ગયા પછી બનેલી બધી વાત કહી સભળાવી. તે સાભળી પ્રધાનપુત્રે કહ્યુ, 'હે રાજકુમાર, આ તમે સાહસ કર્યું છે. આવા જંગલમા વડના ઝાડ ઉપર તે પાણી હોય ? વરસાદ પણ નથી વરસતો ! માટે આ ઝાડ ઉપર કાઇ ભેદ હોવો જોઇએ એવું મને લાગે છે."

આમ કહી પ્રધાનપુત્ર ઝાડે ચઢયો ને ત્યાં જુએ છે તો એક સમળી એક મોટા નાગને પકડી લાવી ફોલી ખાય છે.

તેનું લોહી પાણી નીચે પડે છે. આ જોયા પછી પ્રધાનપુત્ર નીચે આવ્યો. દીઠેલી બધી વાત તેણે રાજપુત્રને કહી સભળાવી. પ્રધાનપુત્રની વાત સાભળી પોતે કરેલા કામનો હવે રાજકુવરને પસ્તાવો થયો જો કુવરે ઉપરથી પડેલું પાણી પીધુ હોત તો તે નિશ્ચય મરી જાત રાજકુંવરે અતિશય વિલાપ કરી પથરા સાથે માથુ ફોડી મરી જવાની ઇચ્છા કરી પણ પ્રધાનપુત્ર તેને સમજાવીને ઘેર લઈ ગયો.

માટે હે રાજા, જે કામ કરવુ તે વિચારીને કરવુ, આગલો પાછલો બધો વિચાર કરવો રૈયતનુ દીલ મરનાર મહારાજા સિંધુલ અને કુવર ભોજ તરફ વધારે છે જો તમે ભોજને મારી નખાવશો તો રૈયત તમારી સામે થશે તમે કાઢી મુકેલા આગલા કારભારીઓ વગેરે છે તેઓ પણ તેમની તરફ છે રૈયત તથા સેનાને તમારી સામે તેઓ ઉશ્કેરી મુકશે, અને કુંવરનો પક્ષ લઇ તપારી સામે થશે તો પછી આપ શો ઉપાય કરશો ? તે વખતે તેમના હાથમાથી બચવુ તમને ભારી પડશે ''

વત્સરાજનુ આવુ બોલવુ સાંભળીને મુંજ ક્રોધાયમાન થયો. તેણે કરડાકીથી કહ્યુ, "ચાકરે માલીક સાથે કેવી રીતે વર્તવુ તે તુ હજી જાણતો નથી તારે તો મારા મતને મળતુ થવુ જોઇએ પણ તુ તો મારો ગુરૂ બની ઉલટો મને શીખામણ આપે છે એ શું ? હા, પણ તારા મનની વાત હુ પામી ગયો છુ. ભોજની સાથે તુ છુપી મિત્રતા રાખે છે. ફીકર નહિ તેની સાથે તારો પણ જીવ લઇશ એ તુ યાદ રાખજે.''

મુંજનુ આવુ બોલવુ સાભળી વત્સરાજ ધાસ્તીથી ધ્રુજવા લાગ્યો. તેણે મનમા વિચાર્યું કે આ હીચકારા અને બેવકુફને જેટલી શીખામણ આપણે આપીશુ તેટલી બધી પાણીમા જશે. જેટલુ સારૂ કહીશુ એટલુ નઠારૂ લાગશે આજે ખરાની દુનિયા રહી નથી. હશે, બનવા કાળ હશે તેમા તો ફરક પણ પડનાર

નથી માટે હાલ તો એ જેમ કહે તેમ જ હાજી હા કરવામા સાર છે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એનો કાળ એમ આવ્યો હશે તો તે કોણુ અટકાવી શકનાર છે."

પછી હાથ જોડીને બોલ્યો, "મહારાજ, મે બેવકુફે તમને જે જે શબ્દો કહ્યા તેને માટે આપ મને ક્ષમા કરશો. હુ જે બોલ્યો તે વગર વિચારે બોલ્યો છું આપ આજ્ઞા કરો તો ભોજનું તો શું! પણ મારૂ પોતાનું માથુ આપની સમક્ષ મારે પોતાને હાથે કાપી નાખવા હુ તૈયાર છુ."

મુંજ તેના આવા શબ્દો સાંભળી ખુશી થઇ ગયો અને બોલ્યો. "તારો અપરાધ હુ ક્ષમા કરૂં છુ અને તારે વિષે હવે મને મુદ્દલ શક રહ્યો નથી. જા, આ કામ આજજ થવું જોઇએ"

લાચારીએ વત્સરાજ તેમ કરવા વચન આપી ચાલતો થયો. પછી રથ જોડી પાઠશાળા આગળ ગયો અને ભોજને પોતાની સાથે મોકલવા વિષે તુચ્છકારથી કહ્યું. કોઇ દિવસ નહિ ને આજે જ આવી રીતે ભોજને તુચ્છકારથી બોલાવતો જોઈ ગુરૂજી આશ્ચર્ય પામ્યા. ભોજ શાળાની અંદરની બાજુમા હતો તેણે પણ આ શબ્દો સાભળ્યા હતા તેથી તે બહાર આવ્યો અને "મારા કાકાનો ગુલામ થઇને તું મને તુચ્છકારથી બોલાવે છે?" આવુ કહી પગમા પહેરેલી ખડાથી તેને મારવા લાગ્યો. વત્સરાજે કહ્યું, "મને રાજા સાહેબની આજ્ઞા થઇ છે.'' આમ કહી બલાત્કારથી ભોજને પકડી રથમા બેસાડી રથ હાંકી ગયો. રથમાં બેઠે બેઠે ભોજે જરા ગડબડ કરી એટલે વત્સરાજે તેને ભય બતાવવા માટે તરવાર કાઢી, હથિયાર વગર ભોજ નાઈલાજ હતો. રસ્તામાં જતા રૈયતે પણ તેને દીઠો, તેઓ પણ પુકાર કરવા લાગ્યા. પણ વત્સરાજ કોઇનું કાંઈ પણ સાભળ્યા વગર એકદમ જોરથી રથ હાંકી ચાલ્યો.

ભોજને મારી નાખવા લઇ જાય છે એવી વાત આખા શહેરમા પ્રસરી ગઇ. તે વાત મહેલમા પણ ગઇ. તે સાંભળતા ભોજની માતા હાહાકાર કરી રૂદન કરવા લાગી. "રે પુત્ર, તારી આ નાની અવસ્થામા આવી દશા ? અરે પાપી મુંજ તને આ શું સુજ્યું ? અરે એનો તુ કાકો નહિ પણ આગલા ભવનો વેરી છે ! કાકા થઇને અરે તેં રાજ્યલોભે નિર્દયતાથી તેને મારી નાખવા મોકલ્યો છે !" આ પ્રમાણે તેણે ઘણુ કલ્પાત કર્યું. મહેલમા નાનાથી મોટા બધા રડવા લાગ્યા શોકને માર્યા કોઇએ અન્ન જલ પણ લીધુ નહિં. રૈયતે હડતાલ પાડી કોઇએ પોતાના ઘરમા દીવો સરખોએ ન કર્યો. પણ આ બધાની રાજા મુંજ ઉપર મુદ્દલ અસર થઇ નહિ.

હવે વત્સરાજ ભોજને લઇ ગયા પછી ત્યા શું થયુ તે આપણે જોઇએ. જ્યા મનુષ્ય પ્રાણીની મુદ્દલ વસ્તી નથી, માત્ર જંગલી પ્રાણીઓના ભયંકર શબ્દો સભળાય છે એવા અતિ ભયંકર અને બીક ઉપજાવનાર વનને જોઇને બાલક ભોજ પ્રથમ તો બીન્યો. પણ પછી ધીમે ધીમે તેની છાતી દઢ થવા લાગી, રથમાથી વત્સરાજ ઉતર્યો અને પછી ભોજને ઉતારી, હાથમા ઉઘાડી તરવાર લઈ વત્સરાજ મંત્રી બોલ્યો "હે ભોજ, તારા કાકા મુંજે તને આટલી નાની વયમા વિદ્વાન જોઇ, રાજપાટના લોભથી તને મારી નાખવા મને આજ્ઞા કરી છે માટે હવે તુ તૈયાર થા."

મંત્રીના આવા શબ્દો સાભળીને ભોજ બોલ્યો, "જે જગન્નિયતા ઇશ્વરે મને ઉત્પન્ન કરી, નવ માસ મારી માતાના ઉદરમા મારી રક્ષા કરી, જેણે મને નાનપણથી મોટો કર્યો તે શું હવે આ દશામા મને મુકી દેશે ? જે બનાવને આપણે બનશે એમ જાણી શક્ય માનીએ છીએ તેને તે સર્વશક્તિમાન ઇશ્વર વેરણ છેરણ કરી નાખે છે. જે વાત આપણે અશક્ય ધારીએ છીએ તેને તે શક્ય બનાવે છે.

૬૦૧૫



વિધાત્રાના લેખ મારા કાકાથી અથવા તારાથી પણ ફરી શકવાના નથી. અરે મંત્રી વત્સરાજ! મારૂં મૃત્યુ હમણા હશે તો તેમા ફેર પડવાનો નથી, અને હમણા નહિ હોય તો તું મને મારી શકનાર પણ નથી. મારા નશીબમા આવી રીતે મરવાનું લખ્યું હશે તો તેમા તારો જરા પણ અપરાધ નથી. તું રાજ્યસેવક છે. સેવક તેનુ નામ કે જે પોતાના ધણીનુ નીમક હલાલ કરે લંકાપતિ રાવણ જે ઘણો જ બલવાન હતો તેનો નાશ કરવા વાસ્તે જ રામચંદ્રજીએ વનવાસ લીધો અને ત્યાંથી દુષ્ટ રાવણ પવિત્ર અને સાધ્વી સીતા માતાનું હરણ કરી ગયો. આ બહાને તે રામના હાથે નાશ પામ્યો. મારૂં મૃત્યુ આ બહાને હશે તો તે ફરી શકનાર નથી માટે તેનો હર્ષ શોક કરવો મિથ્યા છે. મારા કાકાની આજ્ઞાનો અમલ તારે બેલાશક કરવો. પણ મારી મરતી વખતે એક પત્ર લખી આપુ છુ તે મારા કાકાને આપજે."

મંત્રીએ તેનો પત્ર લઈ જવા કબુલાત આપી તેથી ભોજે લખવાનો વિચાર કર્યો જંગલમા લખવાનું સાહીત્ય તે ક્યાથી હોય? ભોજના ડાબા હાથે છ આગળીઓ હતી, તેમાની છઠી આગળી જે નકામી હતી તેની ઉપર છરીથી કાપ મુકયો. અને તેમા સળી બોળી વડના પાદડા ઉપર એક શ્લોક લખી આપ્યો. વત્સરાજે એ શ્લોક વાચ્યો કે તરતજ તેના હાથમાંથી તરવાર પડી ગઇ. તે ભોજની સામે હાથ જોડીને આ પ્રમાણે બોલ્યો, "મહારાજ, તમારી આવી વિદ્વત્તા જોઇને તમને મારવા વાસ્તે મારો હાથ ઉપડતો નથી મારે પણ એક દિવસ મરવું તો છે જ. માટે તમારા ખુનનો જવાબ ધર્મરાજા આગળ હું શો આપીશ?" એમ કહી ભોજને પગે લાગીને બોલ્યો, "અરે ધિક્કાર છે મને કે, મુઠીભર અન્નને માટે આપના જેવા વિદ્વાન રાજકુંવરને મારવાને માટે હુ આપને આ વનમા લઇ આવ્યો. હવે આપ મારે ઘેર ચાલો. રાત પડી ગઇ છે એટલે

અંધારાને લીધે આપણને કોઇ દેખશે નહિ. મારા ઘરના એક એકાંત ઓરડામાં હું આપને સંતાડી રાખીશ."

ભોજે કહ્યું, "મંત્રીરાજ, તમારે હવે હર્ષ શોક કાંઈ પણ ન કરવો. મારા પ્રારબ્ધમાં એવું જ લખ્યું હશે."

વત્સરાજે કાંઇપણ જવાબ ન આપતાં ભોજને પાછો રથમાં બેસાડ્યો. અને છુપી રીતે પોતાને ઘેર લઈ આવી પોતાના ખાનગી ઓરડામાં સંતાડ્યો. આ વાતની પોતાના ઘરના માણસો સુદ્ધાંને ખબર પડવા ન દીધી. આયુષ્ય હોય છે તો માનવી વાઘના મુખમાંથી પણ બચી જાય છે. ભોજની છઠી આગળી તેના અનિષ્ટનું કારણ હતી તે ભોજે કાપી નાખી એટલે તેનું અનિષ્ટ દુર થતાં જ તેની ચઢતી થઇ. હાલ તરત ભોજ બચી ગયો. પણ મંત્રી ભયમાં હતો. ભોજની વાત જાહેર થાય તો તે માર્યો જાય, વળી રાજાએ ભોજનું માથું મંગાવ્યું હતું.

હવે ભોજનું કાપેલું માથું રાજાને શી રીતે દેખાડવું તે વિષે મંત્રી વિચારમાં પડ્યો. થોડીવાર વિચાર કર્યા પછી તેણે એક યુક્તિ શોધી કાઢી. ધારા નગરમાં એક હુશીઆર કારીગર રહેતો હતો. આ કારીગર કોઇપણ માણસના ચહેરાની આબેહુબ નકલ પથ્થર અથવા માટી ઉપર કરી શકતો હતો. મંત્રીએ તેની પાસે જઇ ભોજના માથા જેવું માટીનું માથું તેજ રાતમાં તૈયાર કરવા કહ્યું, કારીગરે તેજ રાતમાં માથું તૈયાર કરી આપ્યું. કોઈપણ માણસ જોઇને તરત કહી શકે કે, એ ભોજનું માથું છે. પછી બકરાના લોહીમાં તે માથું તરબોળ કરીને તે મુંજની પાસે લઇ ગયો. મુંજે તે ભોજનું જ માથું છે એમ જાણી મંત્રીને લઇ જવા કહ્યું. મંત્રીએ માથું ત્યાંથી લઈ જઇને તે સાચવી મુક્યું. દરબાર ભરાઇ તે વખતે મુંજે ભોજના મરણ માટે પોતાની ખોટી દિલગીરી દેખાડી. દરબારીઓ પણ આ સમાચારથી અત્યંત દિલગીર થયા. ભોજના મરણના

શોકને લીધે દરબાર બરખાસ્ત કરવામા આવી અને રાજા અને મત્રી એકલા રહ્યા ત્યારે રાજાએ પુછ્યુ. "વત્સરાજ, ભોજે મરતી વખતે મને કાંઇ કહેવડાવ્યુ છે?"

આના જવાબમાં મત્રીએ ભોજનો આપેલો પત્ર રાજાના હાથમા આપ્યો મંત્રીને ત્યાજ રહેવા દઇને રાજા પોતાના ખાનગી ઓરડામા તે પત્ર નિશ્ચિત જીવે વાચવા વાસ્તે ગયો પત્રમા તેણે આ પ્રમાણે વાચ્યુ —

**श्लोक.**

**मांधाता च महीपतिः कृतयुगालंकारभूतो गत ।**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यांतकः ॥**
**अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते ।**
**नैकेनापिसमं गता वसुमती नूनं त्वया यास्यति ॥**

ભાવાર્થ—સત્યયુગ (કૃતયુગ) મા આ પૃથ્વીમા શૃગારરૂપ માંધાતા જેવા પણ આ પૃથ્વીને મુકીને ચાલ્યા ગયા છે. વિશાળ સમુદ્ર ઉપર સેતુ (પાજ–પુલ) બાધનારા તથા દશાનન (દશમુખવાળા) રાવણને મારનારા શ્રી રામચદ્રજી કયા છે! વળી દ્વાપરયુગમા રાજા યુધિષ્ઠિર જેવા અનેક ભૂપતિઓ (રાજાઓ) પણ થઈ ગયા તેમાના એકની સાથે પણ આ પૃથ્વી ગઈ નથી તો તારી સાથે શું આવશે?

આટલું વાચતાને વાર મુંજ મુર્છિત થઇ પડયો. થોડી વારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે, "હાય ભોજ, હાય બાલક." આ પ્રમાણે તેના મોઢામાથી શબ્દો નીકળવા લાગ્યા. તે છાતીફાટ રૂદન કરવા લાગ્યો ભોજ કેવો અને કેટલો ચતુર હતો તે તેણે હમણાજ જાણ્યુ હતુ. મત્રી અને રાજસેવકોએ તેને શાત પાડવાના ઘણાએ ઉપાયો કર્યા પણ તે શાત ન પડયો. ભોજને વિષે ખરેખરી લાગણી તેના દીલમા હમણા ઉભરાઈ આવી હતી. તેણે અન્નપાણીનો ત્યાગ કીધો હતો. આ પ્રમાણે

જ્યારે તેના ત્રણ દહાડા ખાધા પીધા વગર નીકળી ગયા ત્યારે મંત્રીના મનમા ખાત્રી થઇ કે, હવે રાજા ભોજના વિયોગથી પોતાના દેહનો ત્યાગ કરશે માટે કોઈ યુક્તિથી ભોજને જાહેર તો કરવો. આમ વિચારી મંત્રીએ સમય જોઇ હાથ જોડી રડતા રાજાને કહ્યું. "મહારાજા, આજ સવારના મારે એક યોગી સાથે મુલાકાત થઈ છે. આ યોગી કોઇ અદ્ભુત પરાક્રમશીલ જણાય છે. મારા સાંભળવામા એમ આવ્યુ હતુ કે, તે યોગીરાજ મુવેલા માણસોને જીવતા કરી શકે છે, તેથી મેં તેમની પાસે ભોજની વાત કરી. તે ઉપરથી તેમણે તેને પાછો સજીવન કરવા કબુલ કર્યું છે. હવે આપ જો આજ્ઞા આપો તો તે યોગીરાજને બોલાવી તેમને જોઇતી ચીજો આપી ભોજકુવરને પાછા સજીવન કરવાની યુક્તિ કરૂં."

મંત્રીનું આવુ બોલવુ સાભળીને રાજાના પેટમા નવેસરથી જીવ આવ્યો. તેણે મંત્રીને બળતી ઉતાવળે તે કામની તજવીજ કરવા કહી. મંત્રીએ રાજબાગમા મંડપ તૈયાર કરાવ્યો ને વચમા અગ્નિનો કુંડ કરાવ્યો. પ્રથમના પ્રધાન બુદ્ધિસાગર સાથે વત્સરાજ મંત્રીએ ગોઠવણ કરી રાખી હતી તે પ્રમાણે બુદ્ધિસાગર યોગીના વેષમા હાજર થયો. હોમ હવનની બધી સામગ્રી મંગાવેલી હતી, વખત રાતનો રાખ્યો હતો. રાજાને એક બાજુ બેસાડી જંગલમાથી એક હાડકું લાવી રાખ્યુ હતુ તેને વચ્ચમા રાખી તેની તરફ જોઇ રહેવા રાજાને કહ્યું. ભોજને ત્યા એક બાજુ લાવીને સંતાડી રાખ્યો હતો. યોગીરાજે હવન ચાલુ કર્યો. હવનમાથી જ્યારે ઘણો જ ધુમાડો નીકળવા માડયો અને મંડપમા કાઇ ન દેખાય એવું અંધારૂં થઇ ગયું ત્યારે ભોજને જાહેર કર્યો. પણ તે જ પળે પેલા યોગીરાજ ગેબ થઇ ગયા. રાજા મુંજ ભોજને જોતાં જ હર્ષથી ઘેલા બની નાચવા અને કુદવા લાગ્યો, થોડીવાર પછી જ્યારે હોમનો ધુમાડો જતો રહ્યો ત્યારે રાજાએ પેલા યોગીરાજ ક્યા

છે તે વિષે તપાસ કરી. મંત્રીએ પોતાનુ અજાણપણુ બતાવ્યુ ને કોઈપણ પેલા યોગીરાજ વિષે કાંઈ ખબર આપી શકયું નહિં ભોજને ઉત્તમ વસ્ત્રાભૂષણ પહેરાવી રાજા રાજમહેલમા લઇ ગયો. બીજે દિવસે ભોજના જીવતા થવાનાં ખબર આખા શહેરમા પડી તેથી લોકોએ હર્ષોત્સવ કર્યો મુંજને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે ભોજને રાજ્યગાદી સોપી, તેનો રાજ્યાભિષેક કરાવી, પોતાની સ્ત્રી સહવર્ત્તમાન વનમા ચાલી નીકળ્યો. ત્યા તપ કરી મોક્ષને પામ્યો, ભોજે કેટલી કુશલતાથી રાજ્ય ચલાવીને કેટલી કીર્ત્તિ મેળવી તે આપણે આગળ વાચીશું તેમ તેમ જાણીશું.

---

## કાલિદાસની ઉત્પત્તિ.

—— ૦:——

બંગ દેશ એટલે બંગાલા પ્રાંતમાં સત્યવાન નામનો સત્યવાદી રાજા રાજ્ય કરતો હતો, તેને ચંપકકલિકા નામે એકની એક જ પુત્રી હતી. રાજાના મુખ્ય પ્રધાનને ચુડામણી કરીને એક પુત્ર હતો, રાજકન્યા અને પ્રધાન પુત્રને અત્યંત મિત્રાચારી હતી. તે બંન્ને જણા નાના હતા ત્યારે એક જ ઠેકાણે સાથે સાથે રમતા હતા, એક દિવસ નાદાન વયમા રમતાં રમતા પ્રધાનપુત્રે રાજકન્યાને કહ્યુ, “ ચંપકકલિકા, તુ મારી સ્ત્રી થશે ? જો તારી મરજી મારી સ્ત્રી થવાની હોય તો રાજા જ્યારે તારૂ લગ્ન કરવા માગે ત્યારે મારી સાથે લગ્ન કરવા તું તેને કહેજે.

આ સાભળી રાજકન્યા જરા ગુસ્સે થઇને બોલી, “ ભાઇ ચુડામણી, તુ પ્રધાનપુત્ર અમારો ચાકર છતાં મારી સાથે પરણવા માગે છે એ શું ? મને કોઇ રાજકુમાર નહિ મળે ? મારા લાયક જો રાજકુમાર ન મળ્યો તો બીજા પુરૂષની સાથે હું કદી પણ લગ્ન કરવાની નથી એ તું નકકી જાણજે.”

રાજકન્યાના આવા વચન સાભળીને પ્રધાનપુત્રે ગુસ્સે થઇને કહ્યુ, "રાજકન્યા, સાભળ જે વખતે રાજાજી તારૂ લગ્ન કરવા ઇચ્છશે તે વખતે તારે વાસ્તે કોઈ રાજકુમાર ભરથાર શોધવાને મારા બાપને કહેશે. તે વખતે આ કામ હુ મારે માથે ઉચકી લઇશ અને તારે વાસ્તે મુર્ખ અને દરિદ્રી વર શોધી લાવીશ. પછી તુ શું કરશે!"

આ સાંભળી રાજકન્યા બોલી, "ભાઇ આ વાત તારા કે તારા બાપના હાથમા મુદ્દલ નથી. તે તો કેવળ ઇશ્વરાધિનજ છે, તે સ્વતત્ર છે તેથી પોતાના મનમા મારે વિષે જેટલુ તેણે ધારી રાખ્યુ હશે તેટલુજ થશે. એટલા માટે તારા બોલવા ઉપરથી મારે શા વાસ્તે દુઃખ લગાડવુ જોઇએ."

રાજકન્યાના આ શબ્દોથી પ્રધાનપુત્રને ચટકો લાગ્યો અને તે ત્યાથી ચાલી નીકળ્યો. આ તો રમતની વાતો થઈ. થોડા વરસ વીતી ગયા પછી રાજકન્યા અને પ્રધાનપુત્ર બન્ને મોટા થયા. રાજકન્યા બાળપણની આ વાત ભૂલી ગઈ, પણ પ્રધાન પુત્ર તો મનમા તે ગોખી રાખી હતી. રાજકન્યાને વયમા આવેલી જોઇ રાજાએ તેના લગ્ન કરવા વિષે વિચાર કર્યો એક દિવસે રાજાએ પ્રધાનને કહ્યુ, 'કુવરી ચંપકકલિકા મોટી થઈ છે માટે તેને યોગ્ય વર શોધી કાઢવો જોઇએ, એ કામ હું તમારા હાથમાં સોપુ છુ, માટે કોઇ યોગ્ય રાજકુમાર શોધી લાવો."

પ્રધાન બહુ સારૂં કહીને ઘેર આવ્યો. રાજકન્યાના વિવાહ કરવાને લગતી વાત તેણે પોતાના પુત્રને કહી. તે સાભળી પ્રથમનાં પોતાના શબ્દો યાદ કરી પ્રધાનપુત્રે પ્રધાનને કહ્યુ, "પિતાજી, આપ વૃદ્ધ છો તેથી મુસાફરીમા હેરાન થશો. કદાચ આપ લાબી મુસાફરીએ જાઓ અને તે દરમ્યાન અત્રે કાઇ રાજખટપટ ઉભી થાય તો પછી તમારા વગર તેનુ નિવારણુ શી રીતે થઇ શકે? માટે રાજ કારભાર પ્રથમ સભાળી પછી

બીજા કામો કરવાં એ ડાહ્યા પ્રધાનની નીતિરીતિ છે. આ નાનું સરખુ કામ તો મારે યોગ્ય છે, માટે મને આજ્ઞા મળે તો હુ જાઉ ”

પુત્રને આ પ્રમાણે બોલતો સાંભળીને પ્રધાન ઘણો જ આનંદ પામ્યો, પણ રાજાની આજ્ઞા વગર તેના પોતાથી કાંઇ ન બને એમ કહી રાજાને તે બાબત જણાવવા ગયો. રાજાએ પ્રધાનની વાત સાંભળીને કહ્યુ, “પ્રધાનજી, જો એમ થતુ હોય તો પછી સોનાથી પીળુ શુ ? રાજકન્યા અને તમારા પુત્રને અત્યત મિત્રાચારી છે. તેઓ એક બીજાને ભાઈ બહેન સમાન ચહાય છે એટલા માટે કુવરી લાયક વર તો તે શોધી કાઢશેજ. માટે ચુડામણી ભલે જાવ.”

રાજાના આવા વચનો સાંભળીને પ્રધાન હર્ષ પામ્યો અને પુત્રને મુસાફરી કરવાની બધી સામગ્રી તૈયાર કરાવી સાથે થોડા માણસો અને ધન આપી પ્રધાને રવાના કર્યો. પ્રધાનપુત્ર વર શોધવાને ગયો. રાજકન્યાને પ્રધાનપુત્રના જવા વિષે પાછળથી ખબર પડી, પણ આગલી રમતની વાતનુ તેને ભાન રહ્યુ ન હતુ. પ્રધાનપુત્ર દેશોદેશ ફર્યો પણ જેવો વર તેને જોઇતો હતો તેવો કયાય પણ મળી ન શકયો. એક દિવસે એક અરણ્યમાથી જતા એક છોકરાને ઝાડની ડાંખળી ઉપર બેસી તે જ ડાખળી પાછળથી કાપતા દીઠો. આમ તે શા માટે કરતો હતો તે પૂછવા વાસ્તે પ્રધાનપુત્રે પોતાની પાલખી ઉભી રખાવી કે, તેની પાસે જઇને તેણે પુછ્યુ, “અરે ભાઈ, એ ડાંખળી ત્રુટશે તો તુ નીચે પડીશ તેનો કાંઇ વિચાર કર્યો છે કે?”

પેલા છોકરાએ જવાબ દીધો, “શેઠ સાહેબ, તમે કહોછો તે વાત તો સાચી પણ હું ઝાડ ઉપર ચઢતા તો ચડયો, પણ હવે મને પાછુ ઉતરતા નથી આવડતુ તેથી જ આમ કરૂ છુ આ ડાખળી પડશે તેની સાથે હું પણ નીચે આવીશ.”

તે છોકરાનુ આવું બોલવુ સાભળીને ચુડામણીની ખાત્રી થઇ કે, આ છોકરો દેખાવે સુદર અને બોલવા ચાલવામાં હુશીઆર છતા મૂર્ખ છે બીજા ઘણા મૂર્ખાનદો જોયા પણ એના સમાન એકે નથી. રાજકન્યા લાયક તો એજ વર છે! પછી પોતાના માણુસોને કહી તેને નીચે ઉતરાવ્યો જાત અને ધધો પુછવા વાસ્તે ચુડામણીએ પુછ્યુ, "તુ કોનો છોકરો છે અને શો ધધો કરે છે તે મને કહીશ?"

છોકરાએ નરમાસથી જવાબ દીધો, "હુ બ્રાહ્મણનો છોકરો છુ. મને લખતા વાચતા કાઇ આવડતુ નથી. મારા માબાપ મને નાનો મુકીને મરી ગયા છે, અને આ પાસેના ગામના લોકોની ગાયો ભેસો ચરાવીને હુ પેટ ભરૂ છુ."

ચુડામણીએ કહ્યુ ' અમારા રાજાની છોકરી સાથે લગ્ન કરવાની તારી મરજી હોય તો મારી સાથ ચાલ"

લગ્ન કરવાની તે કોની ના હોય! છોકરો તો 'ઠીક છે' કહીને તેની સાથે ચાલ્યો, પોતે કયા, રાજાની છોકરી કયા તેનો તો કાઇ તેને વિચાર ન આવ્યો. નદી પાસે આવતા તેને નવરાવી પોતાની સાથે આણેલા કપડા ઘરેણા વગેરે પહેરાવી પાલખીમા બેસાડી પ્રધાનપુત્ર ઠાઠમાઠથી સ્વદેશ પાછો ફર્યો, રાજકુવરીના થનાર વરને એક મહેલમા ઉતારો આપ્યો અને તેની સેવા માટે પોતાના વિશ્વાસુ સિપાઇઓ તથા અમલદારો સોપ્યા છોકરાને શીખામણ આપી કે તારે ઝાઝું બોલવુ નહિ. તેને સોપેલા માણસો પણ તેનો પડતો શબ્દ ઉચકી લેતા. પછી ચુડામણીએ રાજાને જઇને કહ્યું કે 'મગધ દેશનો એક રાજકુવર ચંપકકલિકાને યોગ્ય વર છે તેથી તેને લાવ્યો છુ. રાજા જમાઇને જોવા આવ્યો તો તેને ઘણો જ સ્વરૂપવાન દીઠો એકાદ વાત કરી આનદ પામી રાજા ઘેર પાછો ફર્યો. પ્રધાનોએ લગ્નની તેયારી કરી. ચાર દિવસ સુધી લગ્ન સમારભ ચાલુ રહ્યો. આખા શહેરને

રાજાએ જમાડયું. રાજકન્યા મોટી હોવાથી તે જ દિવસે વર કન્યાને મહેલમાં મોકલ્યાં, દાસીએ દેખાડેલા ઓરડામા જઈ જમાઈરાજ સોનાના છત્ર પલગ ઉપર સુતો. પાછલથી રાજકન્યા ચંપકકલિકા હાથમા પંચારતી લઇને આવી તેણે પોતાના પતિને નિદ્રામા સુતેલો જોઇ, તેને જગાડવા સારૂ પગના નેપુર (ઝાંઝર) ખખડાવ્યા. પણ તે તો કાંઇ જાગ્યો નહિ. ત્યારે રાજકન્યાએ એને અઘોરનિદ્રા આવી છે જાણીને તેના અંગ ઉપર સુગંધી ફુલો નાખ્યા તોપણ તે જાગ્યો નહિ. પછી રાજકન્યાએ ગુલાબ જળમાં ચંદનાદી સુગન્ધભર્યાં પદાર્થો મિશ્ર કરી તેના શરીર ઉપર છાટયા પણ તેનીએ કાંઇ અસર ન થઇ તેમ તે જરાએ હાલ્યો ચાલ્યોએ નહિ. તેને અઘોર નિદ્રા આવી છે અને મોટે સ્વરે ઘોરે છે એમ જાણી રાજકન્યા નિરૂપાય થઇ. આખરે હાથથી હલાવી જગાડવો નિશ્ચય કર્યો તેમ કરતા પણ તે જાગ્યો નહિ. માત્ર તે એકથી બીજી મેર પાસુ બદલી વધારે મોટે સ્વરે ઘોરવા લાગ્યો. તે બીચારાએ આવુ સુવાળું બીછાનુ આખા જન્મમા નજરે પણ દીઠુ ન હતુ તો તેના ઉપર સુતો તે કયાથી હોય ? આ બધી બાબતો ઉપરથી રાજકન્યા ચેતી ગઇ કે તે રાજકુલ નથી પણ કોઇ મૂર્ખ છે. આમ વિચાર આવતા જ તેને ચુડામણીના બાલપણના શબ્દો યાદ આવ્યા. અને બિચારી મનમા દિલગીર થઈ આખરે રાજકન્યાએ તેનો હાથ પકડી જોરથી બેઠો કર્યો એટલે તે એકદમ જાગૃત થઇ ગયો. તેણે રાજકન્યાનુ સ્વરૂપ જોઈ પલંગ ઉપરથી નીચે ઉતરી બે હાથ જોડી વિનતિ કરી, "હે બાઇ સાહેબ, મને ખબર ન હતી કે, આ પલંગ આપનો છે ! પણ તમારી ચાકરડીઓએ મને ઉપર સુવાનુ કહ્યાથીજ હું એની ઉપર સુતો હતો એટલો મારો અપરાધ ક્ષમા કરશો હુ તમારા તાબામા છું."

રાજકન્યાની વધારે ખાત્રી થઇ કે, એ મૂર્ખ છે અને દુનીઆદારીનુ એને મુદ્દલ ભાન નથી, પણ તે ઉચ્ચ વર્ણ છે કે

નીચ વર્ણ અને ગરીબ કે પૈસાદારનો છોકરો છે તેની તપાસ કરવાની રાજકન્યાની મરજી થઈ રાજકન્યાએ મહેલમાની કેટલીક ચમત્કારી ચીજો તેને દેખાડવા માડી, પણ તેમાથી એકે ચીજ તેની જોયલી કે નામ સાભળેલુ એવી ન હતી દરેક ચીજ તેને નવી લાગતી. આ ઉપરથી રાજકન્યાએ જાણ્યુ કે આ છે તો ભીખારીનો જ છોકરો. પછી તેને ચિત્રશાળામા લઇ ગઈ ત્યા અનેક પ્રકારના ચિત્રો કાઢેલા હતા, પણ તેમાના એકે ઉપર તેનુ ચિત્ત ચોટયુ નહિ. જોતા જોતા આખરે ગોકુલ વૃદારણ્ય જોયુ ત્યા મોટા મોટા ઝાડો ઉગેલા છે, તે ઝાડોમા એક બાજુ શ્રીકૃષ્ણચદ્ર ગોવાળીઆ સહવર્તમાન ઉભા છે. કેટલાક ગોવાળીઆઓ ગાયો પાછી વાળે છે આ બધી રચના જોઇ એક ક્ષણ ત્યા ઉભો રહીને તે બોલ્યો, " આ કેવુ બળદોનું ઝુડ થયુ છે? કેટલાક ગોવાળો દડાદાવ રમે છે. આ જગા કેવી મજાની છે!"

તેનું આવું બોલવું સાભળીને રાજકન્યા મનમા સમજી ગઇ કે આ ગોવાળ છે આ મૂર્ખ સાથે સંસાર બરોબર નહિ ચાલે, એને જોઇને વધારે ને વધારે ક્લેશ થશે. માટે એને શિરચ્છેદ કરીને બહાર નાખી દેવો, એ જ સારૂં છે. આવો વિચાર મનમા આવતા જ રાજકન્યા પોતાના પતિ તરફ ફરીને બોલી, "તુ મારે લાયક નથી તેથી તારૂં માથું કાપી નાખવું પડશે."

આ પ્રમાણે રાજકન્યાને ગુસ્સે થઇ બોલતી સાભળી ગભરાઇને તે બોલી ઉઠયો, "મારૂ માથુ કાપી નાખ્યાથી શું થશે?"

તેની આવી મર્ખાઇથી વધારે ચીરડાઇ જઈ તે બોલી, "તું મરી જશે."

પેલો તો વધારે ગભરાઇને વિચાર કરવા લાગ્યો કે. આ બાયડીનુ મે કાઇ નુકસાન કીધુ નથી છતા મને મારી નાખવા માગે છે એ શું? એ હજી તો આવો વિચાર કરે છે એટ-

લામા રાજકન્યા બોલી, "તું મૂર્ખ છે તેથી તારી સાથે સંસારમા સોવાસન (સૌભાગ્યવતી) થઇ રહેવા કરતા વિધવા થઇ રહેવું વધારે સારૂ છે. મૂર્ખ મિત્ર કરતા શાણો શત્રુ સારો માટે હુ તને મારી જ નાંખીશ."

પેલા બ્રાહ્મણે પુછ્યુ, "હું મૂર્ખ કેમ થયો ?"

રાજકન્યાએ જવાબ દીધો, "આગલા જન્મમા તે ઇશ્વરનુ ભજન નથી કર્યુ તેથી તુ મુર્ખ થયો"

બ્રાહ્મણે પુછ્યુ, "ઇશ્વર કયા છે ?"

રાજકન્યાએ કહ્યુ, "ગામ બહારના તળાવને કાંઠે મહાકાળીનુ મંદિર છે તેમા ઈશ્વર છે પણ તારે તે શા ઉપયોગના ?"

આમ કહી, હાથમા ઉઘાડી તરવાર લઇ રાજકન્યા તેનુ માથું કાપવા તૈયાર થઈ ત્યારે બ્રાહ્મણે પોતાનો જીવ બચાવવા વાસ્તે તેને વિનંતી કરીને કહ્યુ, "મને જીવતદાન આપો. આજ પછી આ ગામમા હુ કદી પણ ફરીને આવીશ નહિ"

રાજકન્યાના મનમા તે વાત ઉતરી, તેને બીજો પણ વિચાર આવ્યો કે, પતિનો ઘાત કરવો એ મહા પાપનુ કામ છે. વળી રાજપિતા જાણે તો તે પણ સહન ન કરી શકે, વાસ્તે એને છોડી દેવો

પછી બ્રાહ્મણની કમરે દોરડુ બાધી બારીમાથી નીચે ઉતાર્યો પેલો બ્રાહ્મણ તો જમીન ઉપર પગ મુકતા જ કમરેથી દોરડું છોડી નાસવા લાગ્યો, શહેર બહાર શ્રી મહાકાળી દેવીના મદીર આગળ આવીને તે અટકીને ઉભો. હવે શું કરવો તેનો વિચાર થયો તેમ જ કયા જવુ તે પણ તેને સુઝયુ નહિં આખરે મદીરમા દાખલ થયો, દેવીના દર્શનથી તેને જ્ઞાન થયુ "અરેરે, મારી સ્ત્રી જ મને મારી નાખવા તૈયાર થઇ. ધિક્ છે! હુ મૂર્ખ રહ્યો! મારે જીવીને તે શુ કરવું છે." આવા વિચાર બ્રાહ્મણના મનમા આવતાં જ તેણે મરવાનો નિશ્ચય કર્યો

પણ મરવુ તે શી રીતે? મરવાનો ત્યાં કાંઈ બીજો રસ્તો ન હોવાથી પોતાની જીભ ખેંચીને મરવાનો નિશ્ચય કર્યો. દેવીની સામે જઈ બે હાથે પોતાની જીભ ખેંચવા લાગ્યો. દેવીએ વિચાર્યું કે, આ બ્રાહ્મણ હવે મરીને મને હત્યા આપશે માટે હવે મારે એનુ રક્ષણ કરવુ. આ ધારી પોતાનુ મૂળ સ્વરૂપ દેવી-એ પ્રગટ કરી બ્રાહ્મણનો હાથ પકડીને કહ્યું, "અરે પુત્ર, આ તું શું કરે છે?"

બ્રાહ્મણે જવાબ આપ્યો, "હું મૂર્ખ છું તેથી મરૂં છું."

દેવીએ તેને મરવાની ના પાડી. પછી પોતાને હાથે તેની જીભ ઉપર કાંઈ લખી તેને આશીર્વાદ આપ્યો કે, જ્યારે તુ મારૂં સ્મરણ કરીશ ત્યારે હુ તારી પાસે આવીને હાજર થઈશ.

આટલું વરદાન આપી દેવી અલોપ થઇ ગયાં પેલો બ્રાહ્મણ તે જ વખતે બૃહસ્પતિ જેવો વિદ્વાન થયો. તેનુ નામ કાલિદાસ પડ્યુ. તે જ વખતે દેવીની સામે બેસીને તેણે તપ કરવા માંડ્યુ

પતિને મહેલમાથી નીચે ઉતારી મુકયા પછી રાજ-કન્યાના મનને શાંતિ થઇ દેશના રીવાજ પ્રમાણે એકાંત વખતે શ્રી મહાકાળી દેવીનુ પૂજન કરવા જવા તે તૈયાર થઈ. મધ્ય-રાતનો સુમાર થવા આવ્યો હતો તે વખતે રાજકન્યા પોતાની સખીઓ અને દાસીઓ સહવર્તમાન રૂમઝુમ કરતી નીકળી. મંદીરમા તેણે કોઈ પુરૂષને બેઠેલો દીઠો; તેને બાજુ થઇ જવાની ઇસારતમા તેની સખીઓએ પગમાના ઘુઘરા ખખડાવ્યા. પણ તે તો એકાગ્ર ચિત્તે તપ કરતો હતો તેથી ખસ્યો નહિ. એટલે રાજકન્યાએ પોતાની સખીઓ પ્રત્યે આ પ્રમાણે કહ્યું —

श्लोक

अनिलस्य गमो नास्ति द्विपदो नैव दृश्यते ।
जलमध्ये स्थितं पद्मं कंपितं केन हेतुना ॥ १ ॥

ભાવાર્થ—આ વખતે પવન મુદ્દલ વાતો નથી અને પક્ષી અથવા માણુસ કોઇ અત્રે દેખાતુ નથી તે છતા પાણીમાંનુ કમલ કેમ હીલે છે ?

કાલિદાસના કાનમા આ શ્લોકનો ધ્વનિ જતા જ તે ચોકયો. પાછુ ફરીને જોતા પોતાની એક વખતની પરણીઅત સ્ત્રીને દીઠી. તેણે જ આ પ્રમાણે પ્રશ્ન પુછ્યો છે જાણી તે બોલ્યો :—

### श्लोक.

**पावकोच्छिष्टवर्णस्य शर्वर्या बन्धनं कृतम् ।**
**मोक्षो न लभते कांते कंपितं तेन हेतुना ॥ १ ॥**

ભાવાર્થઃ—હે કાતા, પાવક એટલે અગ્નિ, તેનું ઉચ્છિષ્ટ એટલે કોળસાના જેવું જેનુ રૂપ છે એવો ભમરો રાત પડવાથી કમલની અંદર બંધ થઇ ગયો છે તે સૂર્યોદય થતા પહેલા બહાર નીકળી શકવાનો નથી તેથી આ ફૂલ હાલતું દેખાય છે.

આ પ્રમાણે પોતાને જવાબ મળતો સાંભળી રાજકન્યા ક્રોધિત થઇને બોલી, "આ પ્રમાણે મને કાંતા કહી જવાબ આપણાર કોણુ છે ?" પાસે આવી જેવું તો તે જ મૂર્ખ જાણી બારીમાથી ઉતારી મુકેલા પોતાના પતિને દીઠો. મૂર્ખ જાણી મે તો એનો ત્યાગ કર્યો હતો પણ આ તો બહુ જ ગુણવાન જણાય છે. એને મારા પૂછેલા પ્રશ્નનો ઉત્તર બરાબર આપ્યો. એમણે દેખાડેલી મર્ખાઇ તો ફક્ત મારી પરીક્ષા જેવા વાસ્તે જ હશે. આમ ધારી રાજકન્યા સામે આવી હાથ જોડી, નમ્રવાણીથી તેની વિનતિ કરવા લાગી. તે બોલી "હે નાથ, મારો કાઇપણ અપરાધ થયો હોય તો તે ક્ષમા કરજો. મેં મૂર્ખીએ આપને દુઃખ આપવામા કાંઇ પણ ન્યૂનતા રાખી નથી."

આ સાંભળીને કાલિદાસે કહ્યુ, "હે રાજકન્યા, એમા તારો કાંઇ અપરાધ નથી, જે કાંઇ બન્યુ છે તે માતાજીની કૃપાથી જ બન્યુ છે." આમ કહી મદીરમા બનેલુ બધુ વૃત્તાત કહી સભળાવીને કહ્યુ, "હુ તારે ત્યા નહી આવુ એમ કાંઈ નથી. પણ જે દેવીના દર્શન મને થયા તેનો માર્ગ તેજ મને દેખાડયો તેથી તુ ગુરૂ થઇ, માટે હવે મારે તારે પતિ પત્નીનો સંબધ રહ્યો નથી"

આ પ્રમાણે ઘણા પ્રકારે તેને સમજાવી, શાત કરીને પાછી વાળી, પોતે ત્યાથી ચાલી નીકળ્યો. કેટલેક દિવસે ભોજ રાજાની કીર્તિ સાભળી ધારાનગરીમા આવ્યો. ભોજ રાજાએ તેની વિદ્વત્તા જોઈ પોતાની પાસે મુખ્ય પડીત કરી સ્થાપ્યો



## ગોવિંદ બ્રાહ્મણની વાર્તા.

ભોજરાજ ગાદી ઉપર બેઠા પછી એક સમયે મહેલના બગીચામા પ્રધાન બુદ્ધિસાગર સાથે ફરતો હતો તે વખતે આખો બધ કરીને સામેથી એક બ્રાહ્મણ ચાલ્યો આવતો દેખાયો. તે જ્યારે પાસે આવ્યો ત્યારે રાજાએ તેને પુછ્યુ, "મહારાજ, તમે મને આશીર્વાદ પણ આપતા નથી. વળી આખો બધ કરીને ચાલી જાઓછો તેનુ શુ કારણ?"

પેલા બ્રાહ્મણે કહ્યું, "તમે રાજા થઇ કોઇ બ્રાહ્મણ વિદ્વાનને કાંઈ આપતા નથી તો મફતમા આશીર્વાદ આપવામા શો ફળ! વળી તમે લોભી છો તેથી લોભીનુ મોઢુ સવારના પહોરમા જોવાથી આખા દિવસમા બીજો લાભ પણ ન થાય."

રાજાએ પુછ્યુ, "તમારૂ નામ શુ?"

પેલા બ્રાહ્મણે, પોતાનુ નામ પોતાને મોઢે લેવું નહિ એવું શાસ્ત્રમા છે તેથી, પૃથ્વી ઉપર લખ્યુ "ગોવિદ"

આથી રાજાની ખાત્રી થઈ કે આ માણસ વિદ્વાન છે. પછી તેને એક લાખ રૂપૈયાનું ધન આપી પોતાના દરબારમા દરરોજ આવવાનુ અને સાથે બીજા વિદ્વાનોને પણ તેડી લાવવાનુ તેને કહ્યું.

---

## "આવો મૂર્ખ"



એક દિવસે ભોજરાજા પોતાની પટરાણીના મહેલમા ગયો તો ત્યા રાણીને અને તેની સખીને એકાતમા વાતો કરતા બેઠેલા દેખ્યા આ પ્રમાણે તેને એકાએક ત્યા આવેલો જોઇને રાણી બોલી ઉઠી કે "આવો મૂર્ખ"

આ સાભળી રાજા વિચાર કરવા લાગ્યો, કે "મારા હાથથી જ્યા સુધી કાઈ પણ મૂર્ખતા થાય નહિ ત્યા સુધી રાણી કદી પણ મને અપશબ્દ કહે નહિ હુ ધારૂ છુ કે આજે મે કાઈ મૂર્ખાઇનુ કામ કયુ છે ખરૂ" મર્ખાઇનુ એવુ તે પોતે કયુ કામ કર્યું હશે તે કાઇ તેને યાદ આવ્યુ નહિ. તેથી એકદમ રાજસભામા આવીને તે સિહાસન ઉપર બેઠો. રાજા ભોજની સભામા ચૌદશો પડિતો હતા તે વખતે જે કોઇ પડિત સભામા આવે તેને રાજા "આવો મૂર્ખ" એમ કહેતો પોતાને મૂર્ખ કહેવામા રાજાનો શો હેતુ છે તે જાણ્યા વગર પડિતો આશ્ચર્ય પામતા ચુપચુપ બેસી જતા સૌની પાછળ કવિ કાલિદાસ આવ્યો તેને પણ રાજાએ તે પ્રમાણે જ સવાલ પૂછયો એટલે કાલિદાસે તરત જ જવાબ આપ્યો.

**खादन्न गच्छामि हसन्न जल्पे । गतन्न शोचामि**
**कृतन्न मन्ये । द्वाभ्यां तृतीयो न भवामि राजन् ।**
**किं कारणं भोज भवामि मूर्ख. ॥ १ ॥**

ભાવાર્થ—ખાતે ખાતે હુ જતે નથી પણ હસતે હસતે હું બોલતે નથી, ગઇ વસ્તુને હું શોક પણ કરતે નથી, પોતાના ગુણનું હું કોઈ વર્ણન કરતે નથી, અને બે જણ (વાત કરતા) હોય તો ત્યા હે રાજન! હુ ત્રીજો ગયો પણ નથી. (આ પાચેમાંથી એકે કાર્ય મારા હાથથી થયુ નથી,) તો ભોજ હુ મૂર્ખ કેવી રીતે થયો ?

આથી રાજા તરત મનમા સમજ્યો કે રાણી અને તેની સખી એ બે જણા એકાન્તમા વાત કરતા હતા ત્યા હું ગયો તેથી હુ મૂર્ખ ગણાયો પછી કાલિદાસની પાસે તેણે ઉપર બનેલી સવિસ્તર હકીકત કહી



## ધનંજય અને કવિ કાલિદાસ.

કોઇ પડિત અથવા માણુસ નવો શ્લોક કરી લાવતે તો ભોજરાજા તેને એક લાખ રૂપીઆ આપતો તેથી તેની કીર્તિ દેશોદેશ ફેલાઈ ગઈ હતી.

એક દિવસે ધનજય કવિએ નીચે પ્રમાણે એક શ્લોક લખીને પોતાના શિષ્ય સાથે ભોજની દરબારમા મોકલ્યો.

**अपशब्दशतं माघे भारवौ च शतत्रयं ॥**
**कालिदासे न गण्यंते कविरेको धनंजयः ॥ १ ॥**

ભાવાર્થ—માઘના કાવ્યમા એકસો અપશબ્દ છે, ભારવીમા ત્રણસો અને કાલિદાસમા કેટલા અપશબ્દ છે તેની તો ગણત્રી જ નથી, પણ મારી એટલે ધનજય કવિની કવિતામા એક જ અપશબ્દ છે.

રસ્તામા તે શિષ્યને કાલિદાસ મળ્યો. શિષ્યના હાથમા કાગળ જોઇને કાલિદાસે તે કોણ છે, ક્યાંથી આવ્યો છે, ક્યા જાય

છે વગેરે પુછ્યુ, તેના ઉત્તરમા પેલા શિષ્યે કહ્યુ, "હુ ધનજય કવિનો શિષ્ય છુ. તેમણે આ શ્લોક લખી આપ્યો છે તે લઈને મહારાજા ભોજની દરબારમા હુ જાઉ છુ."

કાલિદાસે તે શ્લોક જોવા માગ્યો, એટલે શિષ્યે તે આપ્યો કાલિદાસે તેમા પોતાની નિદા કરેલી તરત જ જોઇ. એટલે પેલા શિષ્યને કહ્યુ, "ભાઇ, તારા ગુરૂએ શ્લોક તો ઘણો જ સારો કર્યો છે પણ તેમા સરતચુકથી એક કાનો કહાડતા રહી ગયો છે, તે જો હોય તો રાજા આ શ્લોક બહુ જ પસદ કરશે."

પેલા ભોળા શિષ્યે હાથ જોડીને કહ્યુ, "હે મહારાજ, જો તમે તે કાનો કાઢી આપશો તો મારી ઉપર અને મારા ગુરૂની ઉપર આપનો મોટો ઉપકાર થશે."

કાલિદાસને તો એટલુ જ જોઇતુ હતુ. એટલે તેણે પહેલા અક્ષર 'અ'ની પાસે કાનો કાઢયો, તેથી શ્લોકનો બધો અર્થ જ ફરી ગયો, (વાચનારે આ ઠેકાણે જાણવુ જોઇએ કે, પેલો શિષ્ય કાલિદાસને મુદ્દલ ઓળખતો નહતો. માત્ર તેનું નામ જ જાણતો હતો અને તેથી કાલિદાસને આ વખતે વધારે સુગમતા થઇ હતી.)

પછી તે શિષ્યે ભોજરાજાની સભામા આવીને કહ્યું, "હે ગોબ્રાહ્મણ પ્રતિપાલક રાજન! આ નવો શ્લોક મારા ગુરૂ ધનંજય કવિએ આપને આપ્યો છે"

રાજાએ કહ્યુ, "વાચ, જોઈએ, એ કેવો શ્લોક છે."

પેલા શિષ્યે નીચે પ્રમાણે શ્લોક વાચ્યો.

**श्लोक.**

**आपशब्दशतं माघे भारवौ च शतत्रयं ॥**
**कालिदासे न गण्यंते कविरेको धनंजय ॥ १ ॥**

ભાવાર્થ—આપ એટલે પાણી તેના સો નામ **માઘ** કવિના કાવ્યમા આવે છે. અને ત્રણસો **ભારવી**ના કાવ્યમા આવે છે અને **કાલિદાસ**ના કાવ્યમા કેટલા આવે છે તેની તો ગણત્રા જ નથી પણ મને **ધનજય** કવિને તો એક જ શબ્દ ( એટલે 'આપ' ) ખબર છે તે સિવાય બીજા નામ હુ જાણુતો નથી

આવો શ્લોક સાભળીને બધા પંડિતો ધનજય કવિની મશ્કરી કરવા લાગ્યા. આથી પેલો શિષ્ય બિચારો શરમાઇને ત્યાથી જતો રહ્યો ઘેર જઇને તેણે પોતાના ગુરૂને રસ્તામા તથા સભામા બનેલી બધી વાત કહી સભળાવી રસ્તામા મળનાર માણુસ કવિ કાલિદાસ જ હતો એવી ધનજય કવિની ખાત્રી થઈ અને તેથી શરમાઇ જઈ તે શહેરમાથી નીકળી પોતે બીજે દેશ જઇ રહ્યો

## કાલિદાસનો ગુરૂ.

**ભોજરાજા**ની દરબારમા **વિષ્ણુશર્મા** નામનો એક પડિત હતો. તેને કાલિદાસ સાથે અણબનાવ હતો. એટલે તે કોઇ પણ રીતે કાલિદાસ ઉપર વેર લેવાને ઇચ્છતો હતો. એક દિવસે ધારાનગરમા ભવ્ય દેખાવનો પણ અવિદ્વાન કોઇ એક બ્રાહ્મણ આવ્યો તેણે વિષ્ણુશર્માને મળીને કહ્યુ, "મહારાજ, મારામા કાઇ વિદ્યા કે કળા નથી હુ એક ગરીબ બ્રાહ્મણ છુ માટે કોઈ ઉપાય કરી મને દ્રવ્યની મદદ અપાવશો તો મારા ઉપર આપની મોટી મહેરબાની થશે."

તે બ્રહ્મણના આવા દીન વચન સાભળી ને **વિષ્ણુશર્મા**ને દયા આવી પણ તે જ વખતે તેને પોતાનુ અને કાલિદાસનુ વેર પણ યાદ આવ્યુ આ વખતે વેર લેવાને કોઈ યુક્તિ તેણે શોધવા માડી એક યુક્તિ બરાબર બધ બેઠી તેણે પેલા બ્રાહ્મણને કહ્યુ,

'તને કાંઈ પણ વિદ્યા આવડતી નથી તેથી તારાથી રાજસભામા જઇ પડિતોના વાદવિવાદ થાય કે શાસ્ત્રાર્થમા તારાથી ઉતરી શકાય એમ તો બને જ નહિ. પણ તને એક યુકિત હુ દેખાડુ તે પ્રમાણે તુ કરીશ તો તારૂ કામ સિદ્ધ થશે તે યુક્તિ એવી છે કે કાલિકા માતાના મદિરમા સાધુનો વેશ લઇને તુ બેસ. તારી સેવામા ચાર શિષ્યો હુ આપીશ, તેઓ આવતા જતા માણસોને તું કાલિદાસનો ગુરૂ છે એમ કહેશે પણ તારે કોઇની સાથે કાંઈ બોલવુ નહિ કારણ કે માણસની પરીક્ષા તેના બોલવા ઉપરથી તરત થાય છે એટલે તારે મૌન્ય ધારણ કરી ત્યા બેસી રહેવુ"

પેલો બ્રાહ્મણ ઘણુ સારૂ કહી તેનો ઉપકાર માનતો પેલા મદિરમા એક સાધુનો વેશ લઇને બેઠો. વિષ્ણુશર્માએ પોતાના ચાર વિશ્વાસુ માણસોને તેના શિષ્ય તરીકે સોપ્યા. દર્શન કરવા આવનાર લોકો પુછતા કે એ કોણ છે ત્યારે પેલા ચેલાઓ જવાબ આપતા કે "કાલિદાસના ગુરૂ આવ્યા છે." આ વાત આખા શહેરમા તરત ફેલાઈ ગઇ કાલિદાસને કાને તે વાત આવતા તેણે તપાસ કરી તો વિષ્ણુશર્માનું તે કામ છે એમ તેને માલમ પડ્યુ રાજાને કાને વાત જતા રાજાએ કાલિદાસને પુછ્યુ કે "કાલિદાસ, તમારા ગુરૂજી પધર્યા છે તેમની પાસે તમે જાઓછો કે નહી ?"

કાલિદાસે ઉત્તર દીધો, "મહારાજ, મારા ગુરૂજી પધાર્યા છે અને તેમના દર્શન કરવા હુ ન જાઉં એ બને જ કેમ ?"

તે જ રાત્રે કાલિદાસ પેલા વેશધારી ગુરૂ પાસે ગયો. "મારે મારા ગુરૂજી સાથે કાંઈ વાત કરવી છે માટે તમે અહિથી દુર જાઓ" એમ કહી પેલા શિષ્યોને તેમણે બહાર કાઢ્યા. પછી કાલિદાસે તે બ્રાહ્મણને કહ્યુ, "અરે બ્રાહ્મણ, તુ મારા ગુરૂનુ નામ તો ધારણ કરીને બેઠો છે પણ તેનુ ફળ કેવુ નીપજશે તેનો તે કાંઈ વિચાર કર્યો છે ?"

કાલિદાસ મારી સામે આવીને બેઠો છે તો તે કોણ જાણે શું એ કરશે એમ મનમા ભય ઉત્પન્ન થવાથી હાથ જોડીને પેલો બ્રાહ્મણ બોલ્યો, " મહારાજ આ બધુ મેં વિષ્ણુશર્માની શીખવણીથી કર્યું છે એટલો મારો અપરાધ આપ મને ક્ષમા કરો મારૂ પેટ ભરવાનુ કાંઈ સાધન ન મળ્યુ ત્યારે મે વિષ્ણુશર્માની મદદ માગી એટલે તેમણે મને આ ઠેકાણે લાવીને બેસાડયો છે. આ માણુસો પણ તેના જ છે "

પેલા બ્રાહ્મણને ગભરાઇ ગયલો જોઇ કાલિદાસે કહ્યું, " આ બધુ તેં પૈસા પેદા કરવા વાસ્તે કર્યું હતુ નહિ ? કાંઇ ફીકર નહિ. હુ તને પૈસો અપાવીશ પણ હવે તારે એક કામ કરવુ. રાજા જ્યારે તને બોલાવવા મોકલે ત્યારે તારે રાજસભામા આવવું. પણ ત્યા કાઇ તને પ્રશ્ન કરે ત્યારે તારે મારી તરફ આગળી કરવી, બીજું તારે કાંઈ પણ બોલવુ નહિ."

આમ કહી કાલિદાસ ત્યાથી ચાલ્યો ગયો બીજે દહાડે રાજાએ પાલખી મોકલી કાલિદાસના ગુરૂને દરબારમા બોલાવી મગાવ્યો. કાલિદાસનો ગુરૂ એટલે તેને સિંહાસન ઉપર બેસાડી, નમસ્કાર કર્યા પછી રાજાએ કાલિદાસને કહ્યું, " તમારા ગુરૂજી સાથે મારે કાઇ પણ ભાષણ કરવુ એવી મારી મરજી છે."

કાલિદાસે ઉત્તર આપ્યો, " એ ઘણુા જ આનદની વાર્તા છે. તેઓ સમર્થ છે ! "

રાજાએ પેલા વેશધારી ગુરૂને કહ્યું, " મહારાજ, લંકાધિશ જે દશાનન, તેને કોઇ 'રાવણ' કહે છે અને કોઇ 'રાવન' કહે છે ત્યારે એ બેમાથી ખરૂ શુ ? "

રાજાનો આવો પ્રશ્ન સાભળી, પોતે રાજસભા કોઇ દહાડે જોઇ ન હતી તેમ જ રાજા સાથે કોઇ દહાડે તેણે વાતો પણ કરી ન હતી તેથી તે બ્રાહ્મણ તો બિચારો ગભરાઈ જ ગયો. તે વખતે કાલિદાસ તરફ આગળી કરવી ભૂલી જઇ એકદમ " રાભણ "

એવુ બોલી ઉઠયો, તેના આવા શબ્દો સાભળીને રાજસભાના સર્વ સભાસદો વિસ્મય પામ્યા. રાજાએ તે 'શાભણુ' કેમ બોલ્યો તેનો ખુલાસો માગ્યો બીજુ શુ બોલવુ તે તેને ન સુજવાથી તેણે હવે કાલિદાસ તરફ આગળી દેખાડી તે જોઇને કાલિદાસે તુરત આ પમાણે સ્લોક કહ્યો

**भकार कुभकर्णे च भकारश्च बिभीषणे॥**
**तयोर्ज्येष्ठे कुलश्रेष्ठे भकार किं न विद्यते ॥**

ભાવાર્થ—કુંભકર્ણના નામમા ભકાર છે અને બિભીષણના નામમા પણ ભકાર છે, ત્યારે એ બેઉથી જે મોટો ભાઈ તેના નામમા ભકાર કેમ ન હોવો જોઈએ ?

આ સાભળી રાજાએ કાલિદાસના ગુરૂને એક લાખ રૂપીઆ આપ્યા કવિ કાલિદાસ આગળ પોતાનુ પોગલ ઉઘાડું પડી ગયુ જાણી વિષ્ણુશર્મા મનમા શરમાઇ ગયો

## પુત્ર હોમ.

એક વખતે ભોજરાજા પોતાનો વેશ બદલીને રાતના નગરની ચર્ચા જોવાને ગયો. ફરતા ફરતા તે એક બ્રાહ્મણને ઘેર જઈ ચઢયો, ત્યા તેણે એક ચમત્કાર દીઠો એ બ્રાહ્મણની સ્રી પોતાના પતિની સેવામાં હતી. એવામા તેમનો બાળકપુત્ર અગ્નિથી બળતી સઘડીમા પડી ગયો. તે છોકરો જો કે અગ્નિમા પડયો હતો તો પણ તેને કાંઇ આચ આવી નહિ, પણ અગ્નિમા પડયો પડયો એ હસવા લાગ્યો તેની માતા એક પતિવ્રતા સ્રી હતી તેથી તેને અગ્નિમાથી બહાર કાઢવાને બદલે તેમા જ રહેવા દઇ હસી હસીને તે વાતો કરવા લાગી આવો નવાઇ જેવો ચમત્કાર જોઇ રાજા પાછો પોતાના મહેલમા આવ્યો. બીજે દિવસે સભામા પડિતોને તેણે આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

हुताशनश्चंदनबिंदुशीतलः

એક શ્લોકનુ આ ચોથુ ચરણ છે માટે એના પ્રથમના ત્રણ ચરણ કહો

બધા પડિતો મુગા રહ્યા પણ કવિ કાલિદાસે જવાબ દીધો.

सुतं पतंतं ज्वलिते तु पावके ।
न बोधयामास पतिं पतिव्रता ।
पतिव्रता शापभयेन पीडितो ।
हुताशनश्चंदनबिंदुशीतलः ॥ १ ॥

ભાવાર્થ—પોતાનો પુત્ર અગ્નિમા પડવા છતા પણ તે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સેવામા નિમગ્ન રહી છે, (અને તેના પુત્રને અગ્નિથી કાઇ પણ ઇજા થઇ નહિ, કેમ કે) અગ્નિને પતિવ્રતાના શ્રાપનો ભય હતો તેથી અગ્નિ ચદન જેવો શીતળ થઇ ગયો

આ પ્રમાણે કાલિદાસનો શ્લોક સાભળી ભોજરાજા મનમા વિચારવા લાગ્યો કે આ ચમત્કાર મે એકલાએ જ દીઠો હતો અને મારા શિવાય બીજા કોઈને એ વિષે ખબર પણ નથી તે છતા કાલિદાસે એ બરોબર કહી સભળાવ્યો માટે એ કોઇ શ્રેષ્ઠ પુરૂષ છે.

આવું મનમા વિચારી પોતે મહેલમા ગયો.

---

## કાલિદાસે મચ્છ પકડયો ।

---

એક દિવસે ભોજરાજાને કોઇ પડિતે કહ્યુ, "મહારાજ આપણી સભામા કાલિદાસ જેવુ બીજા કોઇનું પણ માન નથી, અને તે વળી બ્રાહ્મણ છે, તે છતા તે મચ્છાહાર કરે છે એ શુ વાજબી છે!"

પેલા પંડિતના આવા શબ્દોથી આશ્ચર્ય પામી રાજાએ કહ્યુ, "તમે કહો છો એ વાત ખરી હોય નહિ. કારણ અધર્મનું આવુ કામ કાલિદાસના હાથે કદી પણ થાય જ નહિ."

બીજા પંડિતો જેઓ કાલિદાસનો દ્વેષ કરતા હતા તેમણે આ વાતને ટેકો આપતા કહ્યુ, "જો આપને તે વાતનો પ્રત્યક્ષ દાખલો દેખાડીએ તો તે વાત આપ સાચી માનશો કે નહિ ?"

રાજાએ તેમ કરવાની કબુલાત આપી. પેલા પંડિતોએ કાલિદાસની પાછળ છૂપા જાસુસો રાખ્યા. આ વાતની ખબર કાલિદાસને પડતા તેણે વિચાર્યું કે આ લોકો મારે વિષે નાના પ્રકારની વાતો રાજાને જઇને સમજાવે છે તેથી તેઓને બરોબર શિક્ષા તો કરવી જોઇએ "

આમ વિચારી બીજે દહાડે જ તે એક નદી ઉપર નહાવા ગયો ત્યા એક મોટું મચ્છ પકડી કપડાની અંદર વીટાળી રાખ્યુ. આ વાત પેલા પંડિતોના જાસુસોએ દીઠી તેમણે જઇને પંડિતોને કહી પંડિતોએ તરતજ રાજા આગળ આવીને કહ્યું, "કાલિદાસ નદી ઉપરથી નાહીને આવે છે તેને એમને એમ રસ્તામાથી બોલાવી મગાવો, અને પછી જુઓ કે તેની પાસેથી મચ્છ નીકળે છે કે નહિ ? તેણે હમણા જ એક મચ્છ પકડી કપડામા વીટાળી રાખ્યો છે અને પાછો ઘેર આવશે ત્યારે તે લઇને તે આવશે. માટે એમા દગો ન થતા બંદોબસ્તથી કાલિદાસને અત્રે લાવવો એટલે અમે કહીએ છીએ તે વાત સાચી છે કે જુઠી તે તરત જ મહારાજને જણાઇ આવશે."

ભોજરાજાએ મનમા વિચાર કર્યો કે આ વાત જો સત્ય ઠરશે તો ઘણુ જ ખરાબ થશે. પછી પેલા પંડિતોને તેણે કહ્યુ, "તમે કહોછો એટલી ચોકસી કરવાની જરૂર છે ખરી પણ જો તે વાત ખોટી જણાઇ તો તમને બધાને હું દેશપાર કરીશ આ સરત જો તમે કબુલ કરતા હો તો હું કાલિદાસને અત્રે બોલાવી મંગાવું"

પેલા પંડિતોની તો ખાત્રી જ હતી તેથી તેમણે તેમ કરવા કબુલ કર્યું રાજાએ કોટવાલને હુકમ કર્યો કે, કાલિદાસ નદી ઉપર નહાવા ગયો છે તેને કોઇની સાથે પણ વાત કરવા દીધા વગર તેની સાથે જે કાંઈ સામાન હોય તે સુદ્ધા તેમને અત્રે લઇ આવો

આવો હુકમ થતા જ નદી ઉપરથી પાછા ફરતા કાલિદાસને કોટવાલે રાજા આગળ લાવીનો ઉભો કર્યો કાલિદાસની બગલમા કપડામા વીટાળેલુ પેલું મચ્છ હતુ તે જોઈ રાજાએ તેને પુછ્યુ.

રાજા–**कक्षे किम्,** (બગલમા શુ છે ?)

કાલિદાસ– **मम पुस्तकम्,** ( મારૂ પુસ્તક છે. )

રાજા–**किमुदकम्,** ( તેમાથી પાણી કેમ પડે છે ? )

કાલિદાસ– **काव्येषु सारोदकम्,** ( કાવ્યમાં જે સાર છે તે જ એ પાણી છે. )

રાજા–**गंधः किम्** ( તેમાથી વાસ કેમ આવે છે? )

કાલિદાસ–**तनु रामरावणवधात् संग्रामगंधोत्कटः,** (રામ રાવણની લઢાઇમા જે મરી ગયા છે તેની વાસ આવે છે )

રાજા–**जीवं किम्** ( તેમા જીવ કેમ છે ? )

કાલિદાસ–**मम गौडमंत्रलिखितात्सजीवनं पुस्तकम्** ( આ પુસ્તક મારા ગૌડ મત્રથી લખ્યુ છે તેથી જીવતુ છે. )

રાજા–**पुच्छः किम्,** ( એને પૂછડી કેમ છે ? )

કાલિદાસ—**खलु ताडपत्रलिखितम्,** ( આ પુસ્તક તાડના પાદડાં ઉપર લખ્યુ છે તેથી ) .

રાજા–**हा हा गुणाढ्यो भवान्,** ( વાહવા કવિ કાલિદાસ, તમે તો ખરેખર મોટા ગુણવાન છો ! )

આમ કહેતા જ કાલિદાસની બગલમાથી કપડામા લપટેલુ મચ્છ રાજાએ ખેચી કાઢયુ, અને ઉઘાડીને જુએ છે તો મહા-

કાલિના પ્રસાદથી તાડના પાદડા ઉપર લખેલુ એક પુસ્તક બધાને દેખાયુ અને આ જોઇ પંડિતો તો બિચારા ગભરાઈ જ ગયા. રાજાએ પડિતો સાથે થયલી બધી વાતચીત કાલિદાસને કહી સભળાવી પછી કોટવાલને હુકમ કર્યો કે આ બધા પડિતોના ઘરબાર જપ્ત કરી તેમને દેશપાર કરી દો. આવો હુકમ સાભળી કાલિદાસે રાજાને વિજ્ઞાતિ કરી કહ્યું, "મહારાજ, દેશમા ચાર સારા માણુસો પણ હોય છે તેમ જ નરસા પણ હોય છે મોટા માણુસે તો બધાની ઉપર સરખી નજર રાખવી જોઇએ જેમ વડ અને બીજા વૃક્ષ પોતાના પોષણ કરતાને અને નાશ કરતાને સરખી છાયા આપે છે, તેમ આપ અમારા વૃક્ષ છો અને અમે આપની છાયા નીચે બેઠા છીએ. માટે આ બધા પડિતો ઉપર કૃપા કરો અને તેમનો અપરાધ ક્ષમા કરો "

કાલિદાસનું આવુ બોલવુ સાભળી રાજાએ તેમને માફી બક્ષીને કહ્યુ, " કવિઓમા શ્રેષ્ઠ એવા મહાન્ કાલિદાસ, તમારી બરોબરી કરવાને આ દુનિયામા કોઇપણ શક્તિવાન નથી. કારણ કે જેઓ તમારો દ્વેષ કરે છે તેમની ઉપર પણ તમે ઉપકાર કરો છો. તમને સહસ્રકોટી ધન્યવાદ છે ।"

બધા પડિતો પણ તેમની આવી ઉદારતાથી કાલિદાસના વખાણ કરવા લાગ્યા કાલિદાસ મહાકાલિની સ્તુતિ કરી રાજાની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયા

---

## કાલિદાસનું ચાતુર્ય.



ધારાનગરીમા ઘણી જ ચતુર, રૂપાળી, અને નવજુવાન એક વેશ્યા રહેતી હતી. તેને ત્યા કાલિદાસ જતો હતો અને તે જ ઠેકાણે ભોજરાજા પણ છૂપી રીતે જવા લાગ્યો.

પેલી વેશ્યા મહાચતુર હતી તેથી પોતાના ઘરમા ભોજરાજાને અને કાલિદાસને કોઈ દિવસે એકઠા મળવા દે નહિ. બન્ને એકબીજાની વાત જાણે ખરા ત્યા હમેશ આવતા છતા જ્યારે કાલિદાસને ભોજરાજા મળી ન શકયો ત્યારે રાજાએ કાઇ યુકિત શોધવા માડી. એક દિવસે રાજાએ પેલી વેશ્યાને કહ્યુ, "હવે જ્યારે કાલિદાસ તારી પાસે આવે ત્યારે તુ તેને એમ કહેજે કે જો તુ મુડન કરાવીને અહિ આવે તો હુ તારે વશ થાઉં અને ભોજરાજાને મારે ત્યા આવતો હુ બંધ કરૂ" વેશ્યાએ તેવી રીતે કરવા કબુલ કર્યુ બીજે દહાડે જ્યારે કાલિદાસ આવ્યો ત્યારે વેશ્યાએ રાજાના શીખવ્યા પ્રમાણે તેને કહ્યુ કાલિદાસ મનમા તરત સમજી ગયો કે આ કામ રાજાનુ છે પણ રાજાને બનાવવો એવો નિશ્ચય કરી તેણે મુંડન કરાવ્યુ પછી વેશ્યાને પોતાનુ મુડન કરાવેલુ મોઢું દેખાડીને કહ્યુ, "આજે વખતસર ભોજરાજા આવશે ત્યારે તુ રીસાઈ બેસજે. રાજા જ્યારે તને મનાવવા આવે ત્યારે તુ રાજાને તારી આગળ ગધેડાની પેઠ ભુંકાવીને પછી જ તેનુ મન રંજન કરજે"

આમ કહી કાલિદાસ ત્યા જ બીજા ઓરડામા સંતાઇ રહ્યો થોડીવાર પછી રાજા આવ્યો તે વખતે પેલી વેશ્યા રીસાઇ બેઠી. રાજાએ તેમ કરવાનુ તેને કારણ પુછ્યુ. પણ તેણે જવાબ ન આપ્યો. એટલે રાજાએ તેને મનાવવા માડી આખરે તે વેશ્યાએ કહ્યુ, "હે રાજાજી, જો તમે ગધેડાની પેઠે ભુકો તો જ મારા જીવને નીરાંત વળે" રાજા વિષયાધ થઇને મનમા વિચારવા લાગ્યો કે અહીયા મને કોણ જોવા આવે છે. એટલે હું ગધેડાની પેઠે ભુકયો છુ એ વાતની કોઇને પણ ખબર પડવાની નથી.

આમ વિચારી રાજા ત્રણ વખત ગધેડાની પેઠે ભુકયો. એટલે પેલી વેશ્યાએ રાજાને નાચરંગ ગાયન વગેરેથી ખુશી કરી રવાના કર્યો. તેના ગયા પછી કાલિદાસ પણ ત્યાથી જતો રહ્યો.

બીજે દિવસે અમાવાસ્યા હતી. રાજા સભામા આવી બેઠો અને કાલિદાસના મુછો વગેરે બાલ મુડાવેલા જોઇ રાજાએ તેને પુછ્યુ

**कालिदास कविश्रेष्ठ किं ते पर्वणि मुडनम् ॥**

હે કાલિદાસ, તમે બધા કવિઓમા શ્રેષ્ઠ છો છતા આજે કઇ પર્વણી માનીને મુડન કરાવ્યુ છે ? ”

કાલિદાસે તરત જ જવાબ દીધો.

**राजा गर्दभ गायंते तत्र पर्वणि मुंडनम् ॥**

ભાવાર્થ—રાજાએ ગધેડા પ્રમાણે ગાયન કર્યું તે જ પર્વણી જાણી મે મુડન કરાવ્યુ

રાજા અને કાલિદાસ શીવાય આ બે વાકયોનો અર્થ બાજો કોઇ સમજી શકયો નહિ કાલિદાસની અક્કલથી આશ્ચર્ય પામતો ભોજ રાજા પોતાના મહેલમા ગયો

---

## રાજા ભોજ અને એક બ્રાહ્મણ.

એક દિવસે ભોજરાજા સભામા બેઠો હતો તે વખતે એક બ્રાહ્મણે આવી રાજાને નીચે પ્રમાણે આશીર્વાદ આપ્યો —

**॥ त्रिः पीडास्तु दिने दिने ॥**

ભાવાર્થ—તને ત્રણ પીડા દરરોજ હજો.

આ બ્રાહ્મણનુ આવુ બોલવું સાંભળી રાજાને ઘણો ક્રોધ ચ્હડયો એટલે તેણે સિપાઈઓને હુકમ કરી તેને ધકકા મરાવી બહાર કઢાવ્યો. બ્રાહ્મણ બિચારો આ પ્રમાણે પોતાનુ અપમાન થયલુ જોઈ પોતાના ઘર તરફ પાછો ફર્યો. રસ્તામા જતા જતા તેને કાલિદાસ મળ્યો. તેની પાસે આ બ્રાહ્મણે બધી વાત અથેતિ કહી સંભળાવી. ‘બ્રાહ્મણનું અપમાન થયુ છે’ એમ વિચારી તેણે બ્રાહ્મણને કહ્યું, “તું તારે ઘરમા જઇ ને નીરાતે બેસ

હું હમણાં જ સભામાં જાઉં છુ ને ત્યા જઇને બધી વાતની હું તજવીજ કરૂં છું.’’

આમ કહી પેલા બ્રાહ્મણને ધીરજ આપી, તેને ઘર તરફ રવાના કરી પોતે સભામાં આવ્યો. જેવો કાલિદાસ આવ્યો કે રાજાએ તેને પ્રશ્ન કર્યો.

॥ त्रिः पीडास्तु दिने दिने ॥

આ સાભળી કાલિદાસે તરત ઉત્તર દીધો —

प्रदाने विप्रपिडास्तु पुत्रपीडास्तु भोजने ॥
शयने पत्नी पीडास्तु त्रिः पीडास्तु दिने दिने ॥

ભાવાર્થ—બ્રાહ્મણોને દાન દેતી વખતે દાન કેવી રીતે આપવુ તે પીડારૂપ થજો, જમતી વખતે પુત્રોને કેવી રીતે સંતોષવા તે પીડારૂપ થજો, શયન વખતે પત્ની સાથે વિલાસ કરવાની પણ પીડા થજો, તે પ્રમાણે હે રાજા, આ ત્રણ પીડા તને હમેશાં થજો.

કાલિદાસનો આ શ્લોક સાભળી રાજા ઘણો જ ખુશી થયો અને પેલા બ્રાહ્મણને સભામા બોલાવી તેની ક્ષમા માગી ધન આપી ખુશી કર્યો.

---

## ગુણનિધિ નામના પંડિતની વાર્તા.



ભોજરાજાની સભામા કાલિદાસ નામનો એક ઘણોજ વિદ્વાન પુરૂષ છે, માટે તેની સાથે વાદવિવાદ કરવો જ એવો નિશ્ચય કરીને મદનપુરમા રહેનાર ગુણનિધિ નામનો એક પંડિત ધારાનગરમાં આવ્યો. તેણે એક દેવાલયમા ઉતારો કર્યો. તેના મનમાં એવો વિચાર હતો કે, “કાલિદાસને જીતી હું રાજસભામાં ઉંચી પદવી મેળવુ.”

દરરોજ ભાડાની પાલખી મગાવી, મોટા ડોલ દમામથી શહેરમા તે ફરવા નીકળતો આ વાતની કાલિદાસને ખબર પડી એટલે તે એક ભોઇનો વેશ લઇ જ્યા ગુણુનિધિ ઉતર્યો હતો ત્યાં બહાર આવીને ઉભો રહ્યો. થોડીવાર પછી ગુણુનિધિના ચાકરે આવી બુમ પાડી, "કોઈ ભોઇ હાજર છે કે?"

કાલિદાસે એકદમ આગળ આવી કહ્યુ, "જી મહારાજ, આપનો સેવક હાજર છે."

ચાકરે કહ્યું, "જા, બીજા ત્રણ ભોઈ લઇ આવ"

કાલિદાસ બજારમા જઈ બીજા ત્રણ ભોઇઓને બોલાવી લાવ્યો. પછી ગુણુનિધિની પાલખી તૈયાર કરી કહ્યુ "મહા-રાજ, પાલખી તૈયાર છે."

ગુણુનિધિ અભિમાનપૂર્વક પાલખીમાં આવી બેઠો. તેણે ભોઇઓને હુકમ કર્યો કે, "મોટી બજારમા થઈ રાજવાડી આગળથી ફરતા ફરતા પાછા આ જગાએ આવજો."

હુકમ થતા જ કાલિદાસ અને બીજા ભોઇઓએ પાલખી ઊંચકી અને તેની મરજી મુજબ શહેરમા ફેરવી પાછો તેને ઉતારે લાવી મુકયો. ગુણુનિધએ પાલખીમાથી નીચે ઉતરી ભોઇઓને કહ્યુ :—

**अयं मां दोलिकादंडः स्कंधे किं तव बाधति ॥**

ભાવાર્થ—હે પાલખી ઉંચકનારાઓ, આ પાલખીના દાંડાથી તમારા ખભાને કેટલું દુ:ખ થયુ ?

(આ ઠેકાણે આ પંડિત વ્યાકરણના નિયમથી ઉલટો બોલ્યો, **બાધતે** ને બદલે **બાધતિ** બોલ્યો) તે સાભળી ભોઈના વેશમા રહેલો કાલિદાસ બોલ્યો:—

**न बाधते तथा मां हि यथा बाधति बाधते ॥**

ભાવાર્થ—તમે જે વ્યાકરણ વિરુદ્ધ **બાધતે** ને બદલે **બાધતિ** બોલ્યા તે જેટલુ બાધ કરે તેટલો પાલખીના દાંડાએ કર્યો નથી.

આ સાભળી આશ્ચર્ય પામી ગુણનિધિએ કહ્યુ, "આટલુ જ્ઞાન તને ક્યાથી આવ્યુ ?"

ભોઇના વેશમા રહેલા કાલિદાસે કહ્યુ, "તમારા જેવા કોઇ પંડિતના સમાગમથી હુ કાઇ કાઈ સમજુ છું"

પંડિતે પુછ્યુ, "તને કોનો સમાગમ છે ?

ભોઇએ જવાબ દીધો, "આ ગામમા કાલિદાસ કરીને એક પંડિત છે તેને ત્યા હુ જાઉં છુ અને તેના સહવાસથી હુ પણ કાંઇ સમજતો થયો છું."

ભોઇનુ આવું બોલવુ સાભળી ગુણનિધિએ મનમા વિચાર કર્યો કે "કાલિદાસનો ભોઇ આટલો વિદ્વાન છે તો તે પોતે કોણ જાણે કેવો યે વિદ્વાન હશે! એવા વિદ્વાનને હુ શી રીતે હરાવી શકીશ! પણ પૈસા ખર્ચ કરી આટલે સુધી હું આવ્યો છુ તો કાલિદાસ પોતે કેવો છે તે હુ જોઉં અને જો તે મને ઘણો જ વિદ્વાન દેખાશે તો તેની સાથે વાત ન કરતા અને મારૂ નામ આવવાનુ પ્રયોજન તેને ના સમજવા દેતા હુ ગુપચુપ પાછો મ્હારે દેશ ચાલ્યો જઈશ"

આવો નિશ્ચય કર્યા પછી તે કાલિદાસને ઘેર જવા નીકળ્યો કાલિદાસ તેને ત્યાથી નીકળીને પોતાને ઘેર આવ્યો અને ગુણનિધિ પોતાને ઘેર આવે છે એવી ખબર મેળવી એટલે પોતે દાસીનો પોષાક પેહેરી પોતે આગણુ સાફ કરવા લાગ્યો એટલામા ગુણનિધિએ આવી દાસીરૂપ કાલિદાસને પુછ્યુ, "હે દાસી, કાલિદાસ ક્યા છે ?"

રૂપ બદલેલા કાલિદાસે ઉત્તર દીધો.—

**न खलो न खली नयामृशं नमयन्तुन्नमयन्नवं हयं ॥**
**निरगादुरगारिरंहसा पुरगारुत्मतगोपुराद्बहिः ॥**

ભાવાર્થ—ગરૂડના સરખી જેની ચાલ છે એવા ઘોડાને લગામ નાખી, તેની ઉપર સ્વાર થઈ, કાલિદાસ ગરૂડની ઝડપ કરતા વધારે ઝડપથી બહાર ગયા છે.

દાસીનુ આવુ બોલવુ સાભળી, તેને કાંઈ વધારે પુછવા અને તેની અકકલ તથા વિદ્વત્તા જોવાનો પોતાના મનમા તેણે ઠરાવ કરી પૂછ્યુ, "હે સ્ત્રી, તુ કાલિદાસની દાસી કહેવાય છે ત છતા તારા શરીરપર ઘરેણા કેમ નથી ?"

દાસીએ ઉત્તર દીધોઃ—

**हस्तस्य भूषणं दानं सत्यं कंठस्य भुषणम् ॥**
**श्रोत्रस्य भूषणं शास्त्रं भूषणैः किं प्रयोजनम् ॥**

ભાવાર્થ—હાથનુ ભુષણ દાન કરવુ તે છે, સત્ય બોલવું એ કંઠનુ ભુષણ છે, કાનનુ ભુષણ શાસ્ત્ર સાભળવુ તે આવા બધા ભુષણ મળ્યા હોય તો પછી બીજાનું કામ શુ ?

આ સાભળી ગુણનિધિએ પુછ્યુ, "હે સ્ત્રી, તું કયા દેવની પુજા કરે છે ?"

તેણે જવાબ આપ્યોઃ—

**विहगो वाहनं यस्या त्रिकचा यत्र भूषणं ॥**
**सालपा वामभागे च ते देवा शरण मम ॥ १ ॥**

ભાવાર્થ—વિ એટલે ગરૂડ, હં એટલે હસ, ગો એટલે બળદ એ ત્રણ જેના વાહન છે એવા, ત્રિ એટલે ત્રિશુળ, ક એટલે કમંડલ, ચા એટલે ચાપ (ધનુષ્ય) જેના હાથમા છે એવા, સા એટલે સાવિત્રી, લ એટલે લક્ષ્મિ, પા એટલે પાર્વતી, એ જેમને વામ ભાગે એટલે ડાબા હાથ તરફ છે. એવા દેવોને હુ શરણે છુ.

આ સાભળી ગુણનિધિ ત્યાથી બહાર નીકળી વિચાર કરવા લાગ્યો, "આ દાસી છતા આટલા બધા ગુણથી ભરપુર છે તો મારૂં નામ ગુણનિધિ એટલે ગુણનો ભંડાર છે તે છતા આ નામ ફોકટ છે. કાલિદાસની દાસીને જીતવી મુશકેલ છે તો કાલિદાસ આગળ તે મારૂ શુ ગજુ ?"

આવા વિચાર કરીને ગુણનિધિ પંડિત ધારાનગર છોડીને ચાલ્યા ગયા.

**ભાગ ૧ લો સમાપ્ત.**



# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.

## ભાગ ૨ જો.

### મણિભદ્ર અને સુશર્મા.

એક વખતે કાલિદાસ કાંઈ કામસર બીજે દેશ ગયો હતો તેના જવા પછી ધારાનગરીમા એક આશ્ચર્યકારક પ્રસગ બન્યો. એવુ બન્યુ કે, મણિભદ્ર અને સુશર્મા નામના બ્રાહ્મણના બે પુત્રો વિદ્યાભ્યાસ કરવા કાશીએ ગયા હતા. મણિભદ્રની રીત એવી હતી કે સવારના વહેલા ઉઠી સ્નાન સધ્યાદિક બ્રહ્મ કર્મ કરી પછી વિદ્યાભ્યાસ કરવા બેસવું પણ સુશર્માની રીત એથી તદ્દન ઉલટી હતી એટલે કે, સવારના ઉઠી નાવુ ધોવુ તો રહ્યુ પણ મોઢું સરખુંએ ન ધોવુ અને એમને એમ અધ્યયન કરવા બેસવું. આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યા પછી બન્ને જણે પોતાના ગુરૂ આગળ હાથ જોડીને કહ્યુ, "ગુરૂજી, હવે અમને આજ્ઞા આપો તો અમે અમારા સ્વદેશ પાછા જઇએ." ગુરૂએ તેમને આજ્ઞા આપી તેથી તેઓ બન્ને જણા ધારાનગર આવવા નીકળ્યા ચાલતા ચાલતા એક સુંદર વનમાં તેઓ આવી પહોંચ્યા. ત્યા એક નદી વહેતી હતી અને તેની આસપાસ સુંદર વૃક્ષોની ઘટાવાળી શીતળ છાયા પથરાઇ રહી હતી. મણિભદ્રને નદિમા સ્નાન કરવાની ઇચ્છા થઇ આવી

એટલે સુશર્માએ કહ્યું કે, " અહિ આપણે અમસ્તા નાહીને શું કરીશુ ?" આ સાભળી મણિભદ્રે કહ્યું, " અહિ જ રસોઇ કરીને આપણે જમી લઇશુ." સુશર્માને તે વાત પસદ પડી એટલે બન્ને જણાઓ નહાવા ઉતર્યા નાહીને બહાર આવ્યા પછી સુશર્માએ કહ્યું, " એ તો બધુ ઠીક, આપણી પાસે સીધુ સામાન તો છે પણ આ જંગલમા આપણે અગ્નિ કયાથી આણી શકીશુ ?" મણિભદ્રે કહ્યું, " તુ સામગ્રી તો તૈયાર કર, હુ અગ્નિ મેળવી આપીશ." સુશર્માએ રસોઇની સામગ્રી તૈયાર કરી મણિભદ્રને કહ્યું, ' હવે અગ્નિ લાવી આપ." મણિભદ્રે અગ્નિનો મત્ર ભણી અગ્નિ ઉત્પન્ન કર્યો તે જોઇ સુશર્માએ મનમા વિચાર્યું કે " અમે બન્નેએ સાથે અભ્યાસ કર્યો છે છતા મારા મંત્રથી કાઇ પણ સિદ્ધિ થતી નથી અને આ મણિભદ્ર દરેક મત્રનો ઉપયોગ કરી શકે છે અમે બન્ને જણા સાથે ઘેર જઇશુ તો આની વિદ્યાના વખાણ થશે, અને હુ હલકો પડીશ. માટે એને અત્રે મારી નાખી પછી જ હુ મારે ગામ જાઉ." આમ ધારી તેણે રસોઈ કરી. જમી લીધા પછી બેઉ જણા વિશ્રાંતિ લેવા માટે ત્યા સુતા મણિભદ્ર નિર્ભય થઇને ત્યા સુતો પણ સુશર્માને ઉંઘ ન આવી મણિભદ્રને ઉઘતો જાણી સુશર્મા તેને મારવા વાસ્તે તેની છાતી ઉપર ચઢી બેઠો મણિભદ્ર તરત જ જાગી ઉઠયો તેણે પોતાને મારી નાંખવા વાસ્તે હાથમાં તરવાર લઇ સુશર્માને પોતાની છાતી ઉપર બેઠેલો જોયો ત્યારે પોતાનો જીવ બચાવવા માટે તે કાલાવાલા કરવા લાગ્યો. પણ સુશર્માએ દઢ નિશ્ચય કર્યો હતો એટલે તેનુ કાઈ માન્યુ નહિ. મણિભદ્રે જોયુ કે તે કોઇ પણ રીતે તેનુ કહ્યું માનતો નથી ત્યારે પોતાના બાપને ચાર અક્ષર લખી આપવાની તેણે પોતાની ઇચ્છા જણાવી. સુશર્માએ તે કબુલ કરવાથી મણિભદ્રે વડના પત્ર ઉપર अ, प्र, शि, ख, એ ચાર અક્ષર લખી આપ્યા સુશર્માએ તે પત્ર લીધો અને પછી તેની છાતી ઉપર પગ મુકીને એક હાથમા તેની ચોટલી પકડી અને બીજા હાથમા તરવાર લઇ

તેણે મણિભદ્રનુ માથુ કાપી નાંખી ધડથી જુદુ કર્યું. આ પ્રમાણે મણિભદ્રને મારી નાખી તેનો સામાન લઈ સુશર્મા પોતાને ગામ આવ્યો. સુશર્માને એકલો આવેલો જોઇ મણિભદ્રના બાપે પોતાના પુત્રના સમાચાર પુછયા ત્યારે તેણે કહ્યુ કે "મણિભદ્રનો અભ્યાસ હજી પુરો થયો નથી તેથી તે કાશીમા જ રહ્યો છે. મારો અભ્યાસ પુરો થવાથી હુ ગુરૂની આજ્ઞા લઇને આવ્યો છુ, આ પત્ર તમારા પુત્રે મને આપ્યો છે તે લ્યો." આમ કહી વડના પાદડા ઉપરનો લેખ તેને આપ્યો. મણિભદ્રના બાપે પેલા ચાર અક્ષરો વાચ્યા પણુ તેને કાઇ સમજ ન પડી એટલે તે મોટા મોટા વિદ્વાનો આગળ ગયો ત્યા પણુ કોઇ તેનો અર્થ કરી શકયુ નહિં એટલે મણિભદ્રનો બાપ ભોજ રાજાની દરબારમા ગયો. રાજાને આશિર્વાદ આપીને પેલુ પાદડુ રાજા આગળ મુકી સુશર્માએ કહેલી વાત કહી સભળાવી કહ્યુ, "મહારાજ, આપના દરબારમા મોટા મોટા પંડિતો છે, તેથી આ ચાર અક્ષરોનો શો અર્થ થાય છે તે કૃપા કરીને મને કહો." રાજાએ તે ચારે અક્ષરો પંડિતોને કહીને તેનો અર્થ પૂછ્યો પણ કોઇ પંડિત તેનો જવાબ આપી ન શકયો જ્યારે પંડિતો કાઇ જવાબ આપી ન શકયા ત્યારે ભોજ રાજાએ ગુસ્સે થઇને કહ્યુ, "મારી પાસે આટ આટલા પંડિતો હોવા છતા, જો આ અક્ષરોનો અર્થ નહિ થઈ શકે તો આખી પૃથ્વીમા મારી અપકીર્તિ થશે. આજથી બત્રીસ દિવસના અરસામા એનો જવાબ તમારે મને લાવી આપવો જોઇએ અને જો એટલા વખતમા મને જવાબ નહિ મળે તો તમારે બધા જણાએ મૃત્યુને શરણ થવુ પડશે"

આમ કહી રાજાએ સભા વિસર્જન કરી અને ત્યા ભેગા મળેલા સર્વ પંડિતો ત્યાથી ઉઠીને પોત પોતાને ઘેર ગયા. તે દિવસથી એ બધા પંડિતો, એ ચાર અક્ષરોનો શો અર્થ થતો હશે તે વિષે આખો દિવસ વિચાર કરવા લાગ્યા, પણ કોઇને કોઈ અર્થ સુઝે નહિ એમ કરતા કરતા એકત્રીશ દહાડા પસાર

થઇ ગયા અને તેમના આયુષ્યનો માત્ર એક જ દહાડો બાકી રહ્યો, બિચારા પંડિતો બધા આશા છોડી બેઠા. કાલે જો જવાબ નહિ અપાય તો આપણે મરવુ પડશે. એવુ બધા પોતપોતાના મનમા નકકી કરી બેઠા પણ ઇશ્વરેચ્છાથી એવું બન્યુ કે એક પંડિતનો પુત્ર પોતાના ઘરના માણસો સાથે રીસાઇને બીજે ગામ પોતાનુ મોસાળ હતુ ત્યા જવા નીકળ્યો. જંગલમા રાત પડી તેથી જંગલી જનાવરની બીકથી વડના એક મોટા ઝાડ ઉપર ચઢી બેઠો તે ઝાડ નીચે દરરોજ રાતના વૈતાળ સાથે ભૂત પિશાચની કચેરી ભરાતી હતી. પ્રથમ કેટલાક પિશાચોએ આવી જગા સાફસુફ કરી નાખી તે પછી વૈતાળ આવી ગાદી ઉપર બેઠો પેલા પંડિતનો છોકરો વડના ઝાડ ઉપર બેઠો બેઠો આ બધુ જોયા કરતો હતો, બીકને લીધે તેને ઉંઘ પણ આવતી ન હતી. તે દિવસે બનેલા બનાવ વિષે વૈતાળ પોતાના મંત્રી વગેરેને ખબર પુછી દરેક જણને એક એક કામ સોંપી સભા બરખાસ્ત કરતો હતો એટલામા, બધા ભૂતપ્રેતોએ વિનતિ કરી, “મહારાજ, આજ ઘણા દહાડા થયા અમને કાઇ ખાવાનુ મળ્યુ નથી માટે અમારે વાસ્તે કાઇ આપે પ્રયત્ન કરવો જોઇએ ”

આ સાભળી વૈતાળે કહ્યુ, “ભોજ રાજાની દરબારમા એક બ્રાહ્મણ, अ, प्र, शि, ख, એ ચાર અક્ષરનો પ્રશ્ન લાવ્યો છે. તેનો અર્થ જો બત્રીશ દહાડામા પડિતો ન લાવ્યા તો, ભોજ રાજા તેમનો શિરચ્છેદ કરશે એનો અર્થ કહેવાની કોઇ પણ પડિતની શક્તિ નથી મહાન કવિ કાલિદાસ બીજે દેશ ગયો છે ને તે થોડા દહાડા આવી શકે એમ નથી અને આવતી કાલે બત્રીસ દહાડા પુરા થશે રાજા દરેક પંડિતનો જીવ લેશે એટલે તમને જરૂર ભક્ષ મળશે ”

પેલા ભૂતોએ કહ્યુ, ‘હે રાજાજી, તે અક્ષરનો શો અર્થ થાય છે તે કૃપા કરીને આપ અમને કહેશો ?”

વૈતાળે કહ્યુ, "તે ચારે અક્ષરો, એક શ્લોકના ચારે ચરણને પ્રથમ આવેલા છે ને તે શ્લોક આ પ્રમાણે છે —

अनेन तव पुत्रस्य प्रसुप्तस्य वनांतरे ॥
शिखामादाय हस्तेन खड्गेनोपहतं शिरः ॥ १ ॥

ભાવાર્થ—તારો પુત્ર વનમા સુતો હતો તે વખતે તેણે હાથથી ચોટલી પકડીને તરવારથી માર્ મા઼થુ કાપી નાખ્યુ

આ વાતની કોઇ પણ પડિતને ખબર નથી"

આમ કહી તેણે કચેરી બરખાસ્ત કરી. આ સૌ હકીકત બ્રાહ્મણના પુત્રે વૃક્ષ ઉપર બેઠે બેઠે સાંભળી થોડી વારમા વહાણું વાયુ અને સ્હવાર થઇ એટલે પેલા બ્રાહ્મણનો પુત્ર વડના ઝાડ ઉપરથી નીચે ઉતરીને પાછો પોતાને ઘેર આવ્યો. સવાર પડી હતી એટલે નાહી ધોઇ ક્રિયાકર્મ કર્યા પછી તેણે પોતાના બાપને કહ્યુ, "પિતાજી, આપનુ મોઢું ઉતરેલું દેખાય છે તેનું શુ કારણ? તમને એવી તે શી ચિંતા છે તે કૃપા કરીને તમે મને કહેશો?"

પેલા પંડિતે પોતાના પુત્ર પાસે બધી વાત કહી સંભળાવી. છોકરાએ કહ્યુ, "તમે શા માટે ચિંતા કરો છો? આજે મને દરબારમા તેડી જજો. એ ચાર અક્ષરનો જવાબ હુ આપીશ"

પોતાના પુત્રનુ આવુ બોલવુ પહેલાં તો બાપે માન્યુ પણ નહિ તેમ તેને સાથે લઇ જવાની પણ ના પાડી. પણ છોકરાએ વધારે હઠ કરી તેથી "સારૂ, હુ તને તેડી જઇશ" એમ તેણે ઉત્તર આપ્યો. પડિતના ઘરમા બધા જમવા બેઠા પણ કોઇને અનાજ ભાવે નહિ. કાંઇ ભાવ્યુ ન ભાવ્યુ કરી બધા ઉઠી ગયા પેલા છોકરાએ તો પેટ ભરીને ખાધુ પછી પડિતરાજ ઘરના બધા માણસોને મળી ભેટી પોતાના પુત્ર સાથે રાજદરબારમા ચાલ્યો થોડી વારમા બધા પડિતો એકઠા થયા. રાજા ભોજે પૂછ્યુ, "કેમ પેલા ચાર અક્ષરનો જવાબ મળ્યો?" કોઇ પણ પંડિતે જવાબ ન આપ્યો. રાજાએ ત્રણ

વખત તે પ્રશ્ન પૂછ્યો પણ એનું એ જ. કોઇ બોલતુ નથી એમ જાણી પેલો છોકરો ઉભો થયો, અને "એ અક્ષરોનો અર્થ હુ કહુ છુ તે આપ સાભળો." એમ કહી વૈતાળે કહેલો શ્લોક બોલી દેખાડીને કહ્યુ, "આ શ્લોકના દરેક ચરણનો પ્રથમાક્ષર તમારા પ્રશ્નના અક્ષરનો છે"

ચૌદ વરસની ઉમરના એક છોકરાના આવા શબ્દો સાંભળી ભોજ રાજા તથા બીજા બધા પંડિતો આશ્ચર્ય પામી મનમા વિચારવા લાગ્યા કે આ છોકરો ઝાઝું ભણ્યો નથી તે છતા આટલો વિદ્વાન છે માટે એ કોઇ મહા પુરુષ હોવો જોઇએ

પણ રાજાના મનમા વહેમ પડ્યો કે આ અર્થ ખરો છે તેની સાબીતી શી? આમ વિચાર આવતા રાજાએ પેલા છોકરાને પૂછ્યું, "આ અર્થ ખરો છે એની ખાત્રી શી?"

પેલા પંડિત પુત્રે કહ્યુ, "જેણે આ ચાર અક્ષરો આણ્યા છે તેને સભામા બોલાવીને આપ પુછો એટલે આપની બરોબર ખાત્રી થશે."

રાજાએ પેલા સુશર્માને સભામાં બોલાવી મંગાવીને પૂછ્યુ, સુશર્માનુ મોઢું તો ઉતરી ગયુ પણ તે કબુલ ન થયો. ભોજરાજાએ તેનુ મોઢું ઉતરી ગયલુ જોઇ તે વાત ખરી છે એમ માની અને સિપાઇઓને હુકમ કર્યો કે એને ફટકાનો માર મારો. તે જ વખતે સુશર્માએ બધી વાત કબુલ કરી દીધી. રાજાએ તેને યથાન્યાય શિક્ષા કરી, અને પેલા પડિતના પુત્રને પોતાના દરબારમા પડિતની પદવી આપી. બધા પડિતો તેનો ઉપકાર માની તેના મિત્રો થઇ રહ્યા.

હવે આ તરફ જંગલમા શુ બન્યુ તે જુઓ. બધા ભૂતપ્રેતો મનુષ્યમાસનુ ભોજન મળવાની આશાએ મધ્યરાત્રિ સુધી ત્યા બેશી રહ્યા, પણ કાઇ શુક્રવાર ન વળ્યો અને કાઇ ભક્ષ મળ્યુ નહિં એટલે રાત્રે જ્યારે સભા ભરાઈ ત્યારે ભૂતપ્રેતોએ વૈતાળને આજીજી પૂર્વક પુછ્યું, "આપની

આજ્ઞાનુસાર આજે આખો દહાડો આપે કહેલા ભક્ષની રાહ જોઈને અમે બેશી રહ્યા પણ કાંઈ ખાવાનુ મળ્યુ નહિ."

વૈતાળે કહ્યું, "આપણે કરેલી યુક્તિમા આપણે ફાવ્યા નહિ તેનુ કારણ એટલુ જ કે કાલે રાતના જે વખતે આપણે વાતો કરતા હતા તે વખતે આ ઝાડ ઉપર કોઈ પડિતનો એક પુત્ર બેઠો હતો. તેણે આપણી સર્વ વાતચિત સાભળી રાજાને પેલા ચાર અક્ષરોનો અર્થ કહી દીધો તેથી આપણી યુક્તિ પાર પડી નહિ."

ભૂતોએ કહ્યુ, "ભોજરાજાએ જે દિવસે પડિતોને આજ્ઞા કરી તે દિવસે મંગળવાર હતો અને આપણે જે દિવસે યુકિત કરી તે દિવસે શુક્રવાર હતો. મગલવારે દિવસના અને શુક્રવારે રાતના કરેલી યુકિત પાર ન પડી તેથી અમે એવો શાપ આપીએ છીએ જે એ બે દિવસે કરેલી યુકિત પાર પડશે નહિ"

આ સાભળી વૈતાળે કહ્યુ, "તમે શાપ આપ્યો તે ખરો થશે, પણ તે દિવસે કોઈ પણ માણુસ મારૂ સ્મરણ કરીને કાંઈ યુક્તિ કરશે તો તે પાર પડશે."

આમ કહી સભા બરખાસ્ત થઈ.

---

## ભદ્રમણિની ફજેતી.



એક દિવસે ભોજરાજા કાલિદાસને સાથે લઈને બાગમા ફરતો હતો. તે વખતે ભદ્રમણિ નામનો એક મોટો પડિત ત્યા આવી ચઢયો ભોજરાજાને વચમા રાખી કાલિદાસ જમણી તરફ અને ભદ્રમણિ ડાબી તરફ એ રીતે સૌ ફરવા લાગ્યા. ભદ્રમણિ ડાબી તરફ હતો તેથી પોતાની કીર્તિનો વધારો કરવાના હેતુથી એક શ્લોકના ત્રણ ચરણ રચીને તેણે રાજા તથા કાલિદાસને કહી સભળાવ્યા.

**गृह्णात्येष रिपो शिर प्रतिजवं कर्षत्यसौ वाजिनं ॥**
**धृत्वा चर्म धनु प्रयाति सततं संग्रामभूमावपि ॥**
**द्यूतं चौर्यं परस्त्रियं च शपथं जानाति नायं करः ॥**

ભાવાર્થ—આ જ (ડાબો) હાથ શત્રુનુ શિર પકડે છે, આજ હાથ વડે જોરથી દોડતા ઘોડા (વાજિન્) ની ગતિ રોકી શકાય છે, સંગ્રામભૂમિ તરફ પ્રયાણ કરતી વખતે આજ હાથથી ઢાલ અથવા ધનુષ્ય પકડવામા આવે છે અને તેમજ આ હાથ જુગાર, ચોરી, પરસ્ત્રીનો સ્પર્શ કે (સોગન ખાવાના) વચનોને જાણતો પણ નથી (વચનો આપતી નથી.)

હવે આ શ્લોકનુ ચોથુ ચરણ કાલિદાસે પુરૂં કરવુ જોઇએ.

આ સાભળી કાલિદાસે કહ્યુ 'એ શ્લોકનુ ચોથુ ચરણ આ છે —

**दानानुद्यमतां विलोक्य विधिना शौचाधिकारी कृत ॥**

ભાવાર્થ—આ (ડાબા) હાથથી દાન કદી પણ અપાતુ નથી તેથી બ્રહ્માએ તેને ગુદા પ્રક્ષાલન કરવાનુ કામ સોપી, શૌચાધિકારી કર્યો છે.

આ સાભળી ભદ્રમણિ ઘણો જ શરમાઇ ગયો. તેણે તરત જ રાજાની રજા માગી અને તે દિવસથી કોઇ પણ દહાડો કાલિદાસથી શ્રેષ્ઠ થવાની તેણે કોશેશ ન કરવી એવો દૃઢ નિશ્ચય કરી એ ત્યાથી જતો રહ્યો.

---

## કાલિદાસને ફાંસીની શિક્ષા.

———o———

કાલિદાસ ઉપરથી એક વખતે ભોજ રાજાની મહેરબાની ઉતરી ગઈ ત્યારે રાજાએ મારાઓને હુકમ કર્યો કે, એને જગલમા લઇ જઈ મારી નાખો. મારાઓ કાલિદાસને જંગ-

લમાં ઊંચકી ગયા પછી તેને રાજાની આજ્ઞા કહી સભળાવી. આ ભયંકર શબ્દો સાભળી કાલિદાસે વિચાર કર્યો કે મેં રાજાનો કાંઈ અપરાધ કર્યો નથી છતા રાજાએ મને છેવટની શિક્ષા મોતની શિક્ષા કરી. પણ તે તો થવાનુ હતુ ને થયુ. અને હવે પણ થવા કાળ હશે તે તો થશે જ. પણ બનતા સુધી મારે મારો જીવ બચાવવો જોઈએ માટે આ મારાઓને હુ કાલાવાલા કરી જોઉ. જો એ લોકોને કાઈ દયા આવે તો જ જીવતો રહુ, નહિ તો આજે જ મારા સો વરસ પુરા થયા સમજવા.

પછી મનમા શ્રી મહાકાલિનુ સ્મરણ કરી તેણે મારાઓને કહ્યુ કે, "મે રાજાનો કાઈ અપરાધ કર્યો નથી છતા તેણે મને મોતની આજ્ઞા કીધી છે છતાએ મને જીવતદાન આપવું એ અત્યારે તમારા હાથમા છે."

પેલા મારાઓ જેઓ કાલિદાસને ઓળખતા ન હતા તેઓ અદર અંદર વિચાર કરવા લાગ્યા કે, "આ બિચારા બ્રાહ્મણે કાઇ પણ અપરાધ કર્યો નથી છતા રાજાએ મૂર્ખાઈથી એને મારી નાખવાની આપણને આજ્ઞા કરી છે આપણે એને જીવતો મુકી દઇએ અને રાજાને કહીએ કે અમે એને મારી નાખ્યો એથી કાઈ પાપ લાગવાનુ નથી પણ બદલામાં એથી આપણને કઈ પુન્ય થશે"

આવો વિચાર કરીને તેમણે કાલિદાસને કહ્યુ, "ભાઈ, અમે તને છોડી દઈએ પણ જો તુ ગામમા પાછો આવે અથવા તુ જીવતો છે એવી રાજાને જાણ પડવા દે તો રાજા અમને અમારા કુટુબ સુદ્ધા ઘાણીમા ઘાલી પીલી નાખે તેનો કાઈ તેં વિચાર કર્યો ?"

કાલિદાસે કહ્યું, "હુ મારો વેશ બદલીને દૂર દેશાવરમાં ફરવા નીકળી જઈશ અને મારૂ નામ કોઈને પણ હુ નહિ જાણવા દઉ એટલે તમારે એ ભય રાખવો નહિ."

આ સાભળી મારાઓએ કાલિદાસને છોડી દીધો, અને રાજાની પાસે જઈને કહ્યુ કે, "મહારાજની આજ્ઞા પ્રમાણે અમે પેલા બ્રાહ્મણને અઘોર જંગલમા લઈ જઈને મારી નાખ્યો"

બીજી તરફથી કાલિદાસ પોતાનો વેશ બદલીને દૂર દેશાવર તરફ નીકળી ગયો. રાજાને વખતોવખત તેની ગરજ પડવા લાગી પ્રથમ તો રાજાએ તેના વગર ચલાવી લેવા માડ્યુ. પણ જ્યારે એને તેની ઘણી જ ગરજ પડવા માડી ત્યારે રાજાને શોક થવા લાગ્યો, અને પોતે કરેલા અવિચારી કામ માટે તે પશ્ચાતાપ કરવા લાગ્યો રાજાને પોતાનુ રાજકાજ પણ કાઇ સુઝે નહીં. અને કાલિદાસને યાદ કરી કરીને વારે ઘડીએ તે પોતાનો જીવ બાળવા લાગ્યો પણ આમ કર્યાથી કાઈ કાલિદાસ જીવતો થઇને પાછો આવે એમ ન હતુ

એક દિવસ રાજાને વિચાર સુઝયો કે, કાલિદાસનુ સરક્ષણ કરનારી શ્રી મહાકાલિ સમર્થ છે તો મારાઓના શા ભાર છે કે તેને મારી નાખે ? કાલિદાસ મુઓ તો નહી જ હોય. મારાઓને બોલાવી મંગાવીને તેમને ખરી હકીકત પુછવી જોઇએ એવો વિચાર કરી પેલા મારાઓને બોલાવીને પૂછ્યુ, કે "જે બ્રાહ્મણને તમે બે મહિના ઉપર મારી આજ્ઞાથી મારી નાખવા લઈ ગયા હતા તેને મારી નાખ્યો કે તેનુ શુ કર્યું છે તે તમે મને ખરેખર કહી દો"

આ સાભળી પેલા મારાઓ તો બિચારા ગભરાયા કે રખેને રાજાને પેલો જીવતો છે એવી ખબર પડી હોય ? એમ જાણી તેઓ વધારે ગભરાયા ગમે તેમ થાય તો પણ ખરી વાત કબુલ તો ન જ કરવી એવુ તેમણે વિચારી કહ્યુ કે, "અન્નદાતાની આજ્ઞાથી અમે ઉલટા તો શી રીતે ચાલી શકીએ ? અન્નદાતાની આજ્ઞા પ્રમાણે અમે તે જ વખતે તેને જંગલમા લઈ જઈને તેનો વધ કર્યો છે."

રાજાના શબ્દ સાભળીને પ્રથમ તેઓ ગુચવાયા હતા તેથી રાજાને વેહેમ પડયો હતો. તે બોલ્યો, "પણ તમે કોનો વધ કરવા ગયા હતા તેની કાઇ તમને ખબર છે? એ તો કવિવર પ્રિય કાલિદાસ હતો. એની ઉપર શ્રી મહા-કાલિદેવીના ચાર હાથ છે તેથી એને મારવાને કોઇ પણ સમર્થ નથી. માટે તમે ખરૂ બોલો. તમને મારૂ અભય વચન આપુ છુ કે ખરૂ કહેશો તો હુ તમને કાઇ પણ ઇજા નહિ કરૂ"

મારાઓએ જ્યારે કાલિદાસનુ નામ સાભળ્યુ અને રાજાએ તેમને અભય વચન આપ્યુ ત્યારે તેઓ ખરૂ બોલવા તૈયાર થયા તેમણે કાલિદાસને કેવી સરતે જીવતો છોડી દીધો હતો તે રાજાને અથેતિ કહી દીધુ આ સાભળી રાજાના હર્ષનો પાર ન રહ્યો મારાઓને રાજાએ ઇનામ આપી ત્યાથી જવાની રજા આપી પછી જાસુસોને બોલાવી કાલિદાસની શોધ કરવા આજ્ઞા આપી જાસુસો દેશદેશાવર બધે ઠેકાણે ફરી વળ્યા પણ કયાથીએ કાલિદાસનો પત્તો ન લાગ્યો આખરે રાજાએ એક યુક્તિ કરી. તેણે એવો ઢઢેરો ફેરવ્યો કે જે કોઇ વિદ્વાન પડિત કે ગમે તે નવો શ્લોક લાવશે તેને રાજા તરફથી એક લાખ રૂપીઆ ઇનામમા આપવામા આવશે આ વાત એક કાનેથી બીજે કાન પ્રસરતા પ્રસરતા દેશોદેશ પ્રસરી ગઇ આ તરફ રાજાએ એવી યુકિત કરી રાખી કે પોતાની સભામા એક પાઠી, બે પાઠી, ત્રણ પાઠી વગેરે પડિ-તોને અનુક્રમે ગોઠવી મુકયા, (એક પાઠી એટલે એક વખત સાભળે તો યાદ રહે, બે પાઠી એટલે બે વખત સાભળે એટલે યાદ રહે ઇત્યાદિ) રાજા નવા શ્લોક રચી લાવનારને કહે કે, તારો શ્લોક નવા છે તો તુ તે બોલી દેખાડ અને એ નવો શ્લોક બોલી દેખાડ એટલે એક પાઠી ઉઠીને બોલે કે એ શ્લોક જુનો છે એમ કહી તે પોતે બોલી દેખાડે. તેનુ બોલવુ સાભળી બે પાઠી બે વખત સાભળે એટલે યાદ રહે

તે બોલી જાય. આ પ્રમાણે સભાનો દરેકે દરેક પંડિત બોલી જાય. એથી એવું થાય કે જે કોઇ નવો શ્લોક લઇને આવે તેને નિરાશ થઇને પાછા જવું પડે

એક દિવસે એવો બનાવ બન્યો કે, જે ગામમાં કાલિદાસ જઇ રહ્યો હતો તે ગામનો એક બ્રાહ્મણ નવો શ્લોક તૈયાર કરીને પોતે ધારાનગરી તરફ ગયો પણ ત્યાંથી નિરાશ થઇને પાછો આવ્યો કાલિદાસ સાથે તેને આ ગામમાં પ્રસંગ પડ્યો હતો પણ કાલિદાસ કોણ હતો તે તે જાણતો ન હતો. ધારાનગરીથી પાછા આવ્યા પછી પેલા બ્રાહ્મણે કાલિદાસને દરબારની બધી વાત કહીને કહ્યું કે, "ભાઇ, શું કહું! હું ખરેખરો નવો શ્લોક તૈયાર કરીને લઇ ગયો પણ ભોજ રાજાની કચેરીમાં તે જુનો ઠર્યો, ધારાનગરી સુધી જવા આવવાનો મને ફેરો પડયો તો પડ્યો પણ ત્યાં જઇને અપમાન પામ્યો તે વળી નફામાં!"

કાલિદાસ મનમાં સમજી ગયો કે, રાજાએ મને શોધી કાઢવાને આ યુક્તિ લડાવી છે માટે હવે કોઇ હીકમતથી મારે પ્રગટ થવું. પછી તેણે પેલા બ્રાહ્મણને કહ્યું, "હું તને એક નવો શ્લોક કરી આપું છું તે જો તું રાજા આગળ લઇને જશે તો રાજા તને લાખ રૂપીઆ જરૂર બક્ષીસ આપશે"

બ્રાહ્મણ કાલિદાસનો બનાવેલો એ શ્લોક લઇ જવા તૈયાર થયો. કાલિદાસે શ્લોક કરીને આપ્યો એટલે પેલો બ્રાહ્મણ એ શ્લોક લઇ ધારાનગરીમાં આવ્યો. રાજસભામાં પોતે નવો શ્લોક લાવ્યો છે એમ જાહેર કરી ઉભો રહ્યો રાજાની આજ્ઞા થતાં જ તેણે આ પ્રમાણે વાંચ્યું

**स्वस्ति श्रीभोजराजा त्रिभुवनविदितो धार्मिक सत्यवक्ता। पित्रा ते प्रगृहीता नवतिनवधिका रत्नकोट्यो मदीयाः॥ तास्त्वं देहीति राजन् सकलबुधजनैर्ज्ञायते सत्यमेतत्। नो वा जानाति यत्तत् मम कृतिमथवा देहि लक्षं ततो मे॥**

ભાવાર્થ—હે ભોજરાજા, તુ ધાર્મિક અને સત્યવકતા છે એવુ ત્રણે લોકમા પ્રસિદ્ધ છે તેથી કહુછુ કે તારા બાપે મારી પાસેથી ૯૯ કરોડ રત્ન લીધા હતા તે તારે મને પાછા આપવા જોઈએ આ વાત તારી સભાના લોકો કદાચ જાણતા હશે. પણ જો કદી ન જાણતા હોય તો આ શ્લોકને નવા તરીકે ગણીને મને લાખ રૂપીઆ આપ ”

આ શ્લોક સાભળી પેલા એક પાઠી બે પાઠી વગેરે કોઈ પણ પડિતો કાઈ બોલ્યા નહિ. શ્લોક જુનો છે એમ કહે તો ભોજ રાજાના બાપ પાસે ૯૯ કરોડ રત્ન લહેણા છે એમ ઠરે માટે શ્લોક નવો જ છે એમ કહેતા એક લાખ રૂપીયે છુટકો થાય એમ જાણી બધા ચુપ રહ્યા

આ શ્લોક સાભળી ભોજરાજાના મનમા જુદો જ વિચાર થતો હતો આટલા બધા નવા શ્લોક લઈને મારી પાસે આવી ગયા પણ તેમા તો કોઈ પણ લાખ રૂપીઆ મેળવી ન ગયો. આ માણસ આજે જ તે લેશે. આ શ્લોક ખચીત જ કાલિદાસનો કરેલો છે. આ બ્રાહ્મણને કાલિદાસ મળેલો હોવો જોઈએ. આમ વિચારી પેલા બ્રાહ્મણને પૂછ્યુ, “ કહો મહારાજ, તમને કવિવર કાલિદાસ પડિત કયા મળ્યા હતા, અને હમણા તે કયા છે ? ”

પેલા બ્રાહ્મણે જવાબ આપ્યો, “મહારાજાધિરાજ, આપની પાસે પ્રથમ હુ એક સ્લોક લઈને આવ્યો હતો પણ દરબારમા તે જુનો ઠર્યો હુ નિરાશ થઈને પાછો મારે ગામ ગયો ત્યા મારે કાલિદાસ સાથે પરિચય પડયો હતો તેથી તેમની પાસે મેં આપના દરબારની વાત કરી, એટલે તેમણે મને આ શ્લોક કરી આપ્યો. તે શ્લોક લઈને હુ અત્રે આવ્યો અને પડિત કાલિદાસજી ગોદાવરી કાઠે પૈઠણ શહેરમા ગયા છે.”

રાજાએ તેને એક લાખ રૂપીઆ તથા વસ્ત્રાલંકાર આપીને ખુશી કર્યો. પછી ભોજ રાજા પોતાના પ્રધાનો સહ-

વર્તમાન પેઠણ શેહરમા જઈ કાલિદાસને શોધી કાઢી મળ્યો અને પોતાથી થયલા અપરાધની ક્ષમા માગી તેમને સન્માન-પૂર્વક ધારાનગરીમાં પાછો તેડી ગયો.

---

## ભોજરાજાના પૂર્વજન્મનું વૃત્તાંત.



ભોજરાજાના મનમા એક વખતે એવો વિચાર આવ્યો કે મનુષ્યનો આ દેહ, અને તેમા પણ ઉત્તમ વર્ણમા જન્મ્યા પહેલા હું કોણ હતો તે મારે જાણવું જોઈએ

ભોજ અને કાલિદાસ એક દિવસ એકાતમા બેઠા હતા તે વખતે રાજાએ કહ્યું, "હે કાલિદાસ, હુ તમને જે કાંઈ પુછુ છુ તેનો તમે મને જવાબ આપો છો ત્યારે આગલે જન્મ હું કોણ હતો તે આપ કહી શકશો?"

કાલિદાસે ઉત્તર દીધો, "મહારાજ, આપ પૂર્વ જન્મનો વૃત્તાત પુછો છો તે કાંઈ શાસ્ત્ર કે પુસ્તકમા લખેલુ હોતુ નથી. માટે એનો જવાબ મારાથી કેવી રીતે આપી શકાય?"

રાજાએ કહ્યુ, "એમ લખેલુ હોય કે ન હોય તો પણ મારે તો મારો પૂર્વ જન્મ જાણવો છે માટે ગમે તેમ કરી છ માસની અદર તેનો ઉત્તર મને શોધી આપજો નહિ તો મ્હારી આજ્ઞા ન પાળ્યાનું પરિણામ તમારે ભોગવવુ પડશે."

કાલિદાસ કવિ ઉદાસ ચહેરે ત્યાથી ઉઠીને ઘેર ગયા. તે દિવસથી રાજ સભામા પણ કોઇ દહાડે આવે ને કોઈ દહાડે ન આવે એવુ થવા લાગ્યુ. બાકી સાધારણ રીતે તો તે ઘરમાં જ ભરાઈ રહેતા. આ વાતની સર્વને ખબર પડી હતી તેથી દરબારમાંના તેમના પ્રતિ સદ્ભાવ અને સ્નેહથી જોનાર મિત્રો

તેમની પાસે આવીને તેમને સમજાવવા લાગ્યા કે, "રાજાને ગમે તે સાચી જુઠી વાત સમજાવી દેજો એટલે તે માનશે." પણ કાલિદાસે જવાબ દીધો કે, "જુઠું તો મારો જીવ જતાં પણ હું બોલવાનો નથી પછી રાજા ગમે તો મારી ચામડી ઉતરાવે. ભાઈઓ, કૃપા કરી આવી વાત મારી પાસે તમે કોઈ કરશો નહિ." મિત્રવર્ગે તેમને ઘણુ ઘણુ સમજાવ્યુ પણ તે એકના બે થયા જ નહિ ને આખરે કંટાળીને તેમને સમજાવવાનુ કામ તેમણે છોડી દેવુ પડયુ આમ કરતા કરતા પાચ મહિના થઈ ગયા કાલિદાસ એક દિવસે જમવા બેઠા હતા તે વખતે તેમણે વિચાર કર્યો કે થોડા વખતમા છ માસ તો પુરા થશે. તે વખતે રાજા કદી મારો જીવ નહિ લે તો અપમાન તો કરશે જ. આ અપમાન મારાથી સહન નહિ થાય તો જીવ આપવો પડશે માટે તે વખતે અપમાન સહન કર્યા કરતા હાલ જ ઝેર ખાઇને મરવુ ઉત્તમ છે પેટ ભરીને પુરૂ જમ્યા વગર હાથ મોઢું ધોઇ તે ત્યાથી ચાલી નીકળ્યા કાલિદાસના સ્ત્રી તથા પુત્ર મરણ પામ્યાં હતા, ઘરમા પોતાના મૃત પુત્રની વિધવા વહુ હતી. સસરાજીએ પુરૂ ખાધુ નથી જાણી તથા તેમનુ મોઢુ ઉતરે ગયેલુ છે જોઇને વહુને ચિતા થવા લાગી કાલિદાસ જ્યારે કપડા પહેરી બહાર જવા નીકળ્યા ત્યારે આ વિધવા પુત્રવધુ લાજ તાણી તેની સામે આવીને ઉભી. કોઇ દિવસ નહિ ને આજે જ વહુ આમ સામે આવીને ઉભી તેથી કાલિદાસ આશ્ચર્ય પામ્યો. વહુ બોલી, "સસરાજી, આપની સાથે આટલા વર્ષમા કોઇ દિવસ હુ બોલી નથી તે આજે હુ બોલુ છું. એટલો મારો અપરાધ આપ ક્ષમા કરશો આજ ચાર પાચ મહિના થયા આપ ઉદાસ જણાઓ છો અને આજે જમતી વખત પુરૂ જમ્યા પણ નહિ તેનુ ખરૂં કારણ આપ મને કહો."

કાલિદાસે અત્યંત દિલગીરીથી જવાબ આપ્યો, "વહુ દીકરા, આ વાત તમારે જાણવાની જરૂર નથી, એટલે તમારી

પાસે હુ તે કહી શકતો નથી. માટે મને બહાર જવાનો માર્ગ આપો."

વહુએ કહ્યુ, "પૂજ્ય સસરાજી, હાલ જો મારા પૂજ્ય સાસુજી અથવા આપના પુત્રી જીવતા હોય તો તેમની પાસે આપ સર્વ વાત કરો કે નહિ? મને આપની પુત્રી જાણી આપે ખુલાસો કરવો જોઇએ"

વહુના આ દયાર્દ્ર શબ્દો સાભળી કાલિદાસ એક નાના બાલકની પેઠે રોઈ પડયો. સસરાજીને માથે કાઇ વધારે દુ:ખ છે એમ ચતુર વિધવા વહુ ચેતી જઇને બોલી, "પિતાતુલ્ય વડિલ સસરાજી, એવુ તે આપને શું ભગીરથ દુ:ખ છે કે આપ આમ બાલકની પેઠે રૂદન કરો છો? જ્યારે આપ કાઈ નથી જ કહેતા ત્યારે હવે હુ લાજ મુકી દઉ છુ" આમ બોલતાની સાથે તો પોતાના મોઢા ઉપર ઘુમટો લઈ લીધો અને કાલિદાસનો હાથ પકડીને તેમને કહ્યુ કે, "હુ આપની પુત્રી છુ અને આપ મારા પિતા છો એટલે આપ હવે આપનુ હૃદય ખોલીને મારી પાસે પુરેપુરી વાત કરો"

હવે વધારે વાર વાત છુપાવવામા સાર નથી જાણી કાલિદાસે કહ્યુ, "પુત્રી આજ પાચ મહિનાની વાત ઉપર રાજાએ પોતાના પૂર્વજન્મની વાત મારી પાસેથી જાણવા માગી આ વાત શાસ્ત્રદ્વારા મારાથી જણાવાઈ નહિ. મે આ વાતની ના પાડી તેથી રાજાએ છ માસની મુદત આપી છે જો એટલા વખતમા હું તેનો બરોબર ઉત્તર નહિ આપી શકુ તો રાજા મારા ખરાબ હાલ કરશે હુ મરવાથી બીતો નથી પણ મારાથી અપમાન સહન નહિ થાય, અપમાન ખમી મરવાના કરતા ઝેર ખાઇ મરવુ એ વધારે સારૂ છે. જમતા જમતા મને એ વિચાર સુઝી આવ્યો તેથી આજે જ ઝેર ખાઈ મે મરવાનો વિચાર કર્યો અને હમણા હુ ઝેર લાવવા જાઉં છુ."

આવા શબ્દ સાભળી વહુથી હસી પડાયું એટલે હસતાં હસતાં કહ્યુ કે, "પિતાજી, એમા તે શું? એ તો લાવોને હુ જ કહી આપુ!"

કાલિદાસે આશ્ચર્ય પામીને કહ્યું, "વહુ દીકરા, એ તમારૂં બાલકનું ગજુ નહિ તમે તે એ કેવી રીતે કહી શકશો?"

વહુએ કહ્યુ કે, "રાજા જ્યારે તમને તેના પૂર્વજન્મનુ વૃત્તાત મળ્યું કે કેમ એ પુછે ત્યારે કહેજો કે, એનો ઉત્તર હુ તો શું પણ મારા પુત્રની વિધવા વહુ છે તે પણ આપી શકે એમ છે અને રાજા જ્યારે મને એ પૂછશે ત્યારે હુ તેનો જવાબ આપીશ. માટે આપ પુરૂં જમીને દરબારમા જઈ આનદમા બેસો એ વાતનો ખટકો તમે મનમા રાખશો નહિ."

પોતાની પુત્ર વધુના કહેવા ઉપર વિશ્વાસ રાખી કાલિદાસ પેટ ભરી જમ્યો અને કચેરીમા પ્રફુલ્લિત વદને જઈને બેઠો. પાચ મહિના થયા તે ઉદાસ રહેતો હતો અને આજે જ તે આનદી દેખાયો તેથી રાજાએ પુછ્યુ, "કેમ કવિરાજ આપણી પેલી વાર્તાનુ શું થયુ?"

કાલિદાસે દૃઢતાથી જવાબ દીધો, "રાજાજી, હું તો શુ પણ મારા પુત્રની વિધવાવહુ પણ એ વાત જાણે છે"

રાજાએ વિચાર કર્યો કે જ્યારે એની પુત્રવધુ પણ એ વાત જાણે છે ત્યારે તો તે કોણ જાણે કેટલીયે વિદ્વાન હશે! માટે આ વાત જો સાભળવી હોય તો તો એના પુત્રવધુના મુખેથી જ સાભળવી એ જ સારૂ છે.

કાલિદાસના પુત્રની વિધવાવહુને સારી રીતે માન આપીને તેડી લાવવા માટે, રાજાએ પોતાના વૃદ્ધ પ્રધાનને મોકલ્યો. રાજાના આમત્રણને માન આપી તેણે કહ્યુ, "મહારાજ, મારા પિતાને ઠેકાણે છે એમ હું માનુ છુ માટે તે મારે ઘેર પધારશે તો હુ તેમને મારી વાત આનદથી કહીશ."

પ્રધાને આ વાત રાજાને જઈને કહી. રાજા, કાલિદાસ તથા વૃદ્ધ પ્રધાનને સાથે લઇને કાલિદાસને ઘેર ગયો. રાજાને સારી રીતે આવકાર આપી બેસાડયા પછી પુત્રવધુ બોલી, "હે રાજાધિરાજ, આપને આપના પૂર્વજન્મની વાત પુરી સાભળવી છે કે અધુરી?"

રાજાએ જવાબ દીધો, "સાભળવી તો પુરી સાભળવી. અધુરી સાભળવામા શો અર્થ!"

પુત્ર વધુઃ—"જો આપને પુરી જ વાત સાભળવી હોય તો અહીથી ઉત્તર દિશા તરફ જતા છ દિવસના રસ્તા ઉપર એક ગામ છે. તે ગામમા એક ખેડુત રહે છે. તેને ત્યા બીજો ખેડુત ચાકરી રહ્યો છે. તેની વય ૨૦ વર્ષની છે. જે દહાડે આપ ત્યા જઇ પહોચશો તે જ દહાડે પેલા ખેડુતની ગાયો ચોરાશે. અને ખેડુતનો છોકરો ચોરોની શોધમા પાછળ જશે, પણ ચોરો તેને મારી નાખશે આપ તે વખતે તેની મદદે જઇને તેને બચાવજો એટલે તે આપના પૂર્વજન્મની બધી વાત આપને કહેશે"

આટલુ સાભળી રાજા ત્યાથી ઉઠી પોતાના મહેલમા આવ્યો. રાજકારભાર પ્રધાનને સોપી સાધારણ મુસાફરનો પોશાક પહેરી એકલો–કોઇને પણ કહ્યા–કહાવ્યા–વગર પોતે ઉત્તર તરફ ચાલતો થયો. અડધે રસ્તે આવતા રાજાને યાદ આવ્યુ કે ઉતાવળમા પેલા છોકરાનુ નામ પૂછવુ રહી ગયુ એટલે શું કરવુ? પણ હવે પોતાનાથી પાછુ ફરાય તેમ ન હતુ એટલે તે આગળ ચાલ્યો. આખરે છઠે દહાડે સાજના એક નાના ગામડા આગળ આવી પહોંચ્યો. રાત વાસો કયા કરવો તેના વિચારમા રાજા ઉભો હતો, એટલામા એક એવો બનાવ બન્યો કે, એક ખેડુતનો છોકરો ગાયો ભેંસો ચરાવતો હતો તેની રાજા ઉપર નજર પડી રાજાને જોતા જ પેલા છોકરાએ કહ્યુ, "કેમ રાજા ભોજ, આવ્યો? ભલે આવ્યો!"

રાજાએ કહ્યુ, "ભાઈ, હુ તો તને ઓળખતોયે નથી કે તુ કોણ છે! ને તુ મને શી રીતે ઓળખે છે?"

ખેડુતે જવાબ દીધો, "કાલિદાસના પુત્રની વિધવાવહુએ તને જેની પાસે મોકલ્યો છે તે જ હુ!"

જે જગ્યામા પોતાનુ રાજ ન હતુ અને પોતે પહેલ વહેલો જ આવ્યો હતો ત્યા પોતાને આ પ્રમાણે પેલા ગામડીઆ ખેડુતથી ઓળખાયલો જોઈ રાજા આશ્ચર્ય પામ્યો તેણે વિચાર્યુ કે સારૂ થયુ જે આ છોકરો અહિ જ મળી ગયો નહિ તો વળી તેને શોધી શી રીતે કાઢવો તથા રાતવાસો કયા કરવો તેનો મારે પાછો વિચાર કરવો પડત.

પેલા છોકરાએ રાજાને કહ્યુ, "રાજા, હુ તને તુકારે બોલાવુ છુ તેનુ તારે દુઃખ ન લગાડવુ તુ ચાલ મારે ઘેર"

રાજા—"જે કામને માટે હુ અહિ આવ્યો છુ તે તુ મને કહે."

ખેડુતનો છોકરો—"તે વાત હુ તને પછી કહીશ. હમણા તો તુ મારી સાથે ઘેર ચાલી જરા વિસામો લે આજે પરોઢીઉં થતા જ મારા શેઠની ગાયો ચોરાવાની બુમ પડશે. તે વખતે હુ તેમની પાછળ દોડીશ ચોર લોકો મને મારી નાખશે પણ મારો જીવ તો દશ ઘડી દહાડો ચઢશે ત્યા સુધી રહેશે માટે તુ ત્યા આવજે એટલે હુ તને બધી વાત કહીશ."

ત્યાંથી ચાલતા ચાલતા રાજા તેની સાથે ગામમા દાખલ થયો અને તેને ઘેર જઈ જમ્યો. રાત પડતા બધા સુઈ ગયા પણ રાજાને ઉંઘ ન આવે. પરોઢીઉ થતા જ ગાયો ચોરાવાની બુમ પડી. ખેડુતનો છોકરો ખડ્ગ લઈને ચોરોની પછવાડે દોડયો રાજા ઉઠીને તેને પાછળ જવા લાગ્યો એટલે પેલા ખેડુતે તેનો હાથ પકડીને કહ્યુ, "ભાઇ, તમે પરદેશી મુસાફર છો તે આ વખતે કયા જાઓ છો. સવાર પડતા જજો. એકલા કયાક ભુલા પડશો."

આમ કહી તેણે રાજાને રોકયો અને નવ ઘડી દિવસ ચ્હડ્યા પછી તેને જવા દીધો. રાજા તો તરત જ જ્યા પેલો છોકરો કપાઇને લોહી લુહાણુ થઈ પડયો હતો ત્યા ગયો. છોકરાએ કહ્યું, "અરે રાજા, તુ આટલો મોડો કેમ આવ્યો ? હવે તો મારો જીવ જવાનો વખત પાસે છે માટે મારાથી વધારે બોલાતુ નથી. અહીથી એક મહીનાના રસ્તા ઉપર પાટલીપુત્ર (પાટણ) શહેર છે ત્યા તુ આવજે. તે ગામના નગરશેઠને ત્યા હું જન્મ લઇશ. મારે તારા ચાળીસ હજાર રૂપીયા દેવા છે તે અપાવ્યા પછી જ હુ દુધ પીશ ત્યા સુધી હુ દુધ પીવાનો નથી. માટે જો તુ એક મહિનાની અદર તે શહેરમા નહિ આવે તો તને બ્રહ્મહત્યા, ગૌહત્યા, અને સ્ત્રીહત્યાનુ પાપ છે." આટલુ બોલતાની સાથે તેનો જીવ નીકળી ગયો રાજા ત્યાથી આગળ ચાલતો થયો. ફરતો ફરતો બરોબર એક મહિને પાટલીપુત્ર નગરી પાસે તે આવી પહોચ્યો. સાજ પડવા આવી હતી અને થોડીવારમાં રાત પડે એમ હતું, શહેર થોડે દુર હતુ પણ ત્યા પહોંચતા પહેલા અંધારૂ થઈ જાય એમ હતુ. તે ઠેકાણે જંગલમા એક ઝુપડામાં કોઈ ભીલ અને ભીલડી રહેતા હતા. રાજાને જોતા જ ભીલડી બોલી ઉઠી, "આવ રાજા ભોજ તુ આહિં કયાથી ?"

રાજા આ સાભળતા આશ્ચર્ય પામીને બોલ્યો, "બાઇ, આ ગામમા નથી મારૂ રાજ કે નથી હુ કોઇ વખતે આવ્યો. તે છતા તેં મને કેવી રીતે ઓળખ્યો ?"

ભીલડીએ કહ્યુ, "પતિવ્રતપણાના પ્રતાપથી. એ તો બધુ ઠીક, પણ હમણા રાત પડશે તેનો કાંઈ તેં વિચાર કર્યો ? આ જગલમા જનાવરોનો ભય ઘણો જ છે અંધારૂ થતા જ તેઓ બહાર રખડવા નીકળી પડશે. માટે આજની રાત તો તુ અત્રે જ રહી જા"

રાજાને એ જ ઠીક લાગ્યુ. ભીલડીએ રાજાને જમાડ્યા પછી કહ્યુ, "આ ઝુંપડાની બહાર જો તુ સુશે તો સિંહો

તને અને તારા ઘોડાને ખાઈ જશે. માટે તુ ઝુંપડાની અંદર સુઈ રહેજે. મારો પતિ હાથમા તીરકમાન લઈને તમારા ઘોડાની ચોકી કરતો આખી રાત બહાર બેસી રહેશે."

રાજા અને ભીલડી ઝુંપડાની અંદર સુતા. ભીલ ધનુષ્યબાણ હાથમાં લઈને ચોકી કરતો બહાર બેઠો. આ ભીલ હમેશ એકાદ બે સિંહ અથવા તેમના બચ્ચાંને મારતો હતો એટલે રાતને વખતે તેને બહાર એકલો બેઠેલો જોઈને સિંહો તેની આસપાસ એકઠા થયા. પણ ભીલને હથીઆરબંધ જોઈ જાણે તેનાથી બીતા હોય તેમ દુરના દુર ફર્યા કરતા હતા. ઈશ્વરી બનાવ એવો બન્યો કે મધ્યરાત્રિ પછી પેલા ભીલને ઉંઘનો ઝોકો આવ્યો કે તેના હાથમાથી ધનુષ્યબાણ જમીન ઉપર પડ્યા એટલે સમયનો લાભ લઈને પેલા સિંહો એકદમ તેની ઉપર તુટી પડ્યા અને તેને ત્યાથી લાંબે દૂર ઉચકી જઈ તેને મારી નાખી તેનો કટકો કટકો બધાએ વહેંચી લીધો.

આ તરફ શરીરનો પેલા ભીલને જેવા સિંહો ઉંચકી ગયા કે ભીલડી બુમ પાડી ઉઠી. "રાજા ઉઠ, મારો ધણી મુઓ."

રાજા હથીઆર સભાળી ઉઠીને જુએ છે તો લાંબે દૂર ભીલને સિંહો મારી ખાય છે. સવાર થતા ભીલડીએ રાજાને કહ્યુ, "હવે હું સતી થાઉં છું, માટે જંગલમાથી લાકડા એકઠા કરી ચિતા ખડકી આપ."

રાજાએ કરગરી દીનતાથી કહ્યુ, "બાઈ, હવે મારાથી અહિં વધારે વખત રહેવાય તેમ નથી માટે તુ મને જવાદે."

ભીલડીએ કહ્યુ, "રાજા, તને શુ કામ છે તે હુ જાણુ છું, પણ જો તુ મારૂ કહ્યુ નહિ માને તો હુ તને શ્રાપ આપીશ."

રાજા ગુંચવાયો, એક તરફથી હત્યા લાગે છે અને બીજી તરફથી સતીનો શ્રાપ લાગે છે. રાજાને વિચાર થયો કે હત્યા તો લાગતી લાગશે પણ સતીનો શ્રાપ તુરત લાગશે. એમ વિચારી

રાજાએ લાકડા એકઠા કરી લાવી તેને ચિતા ખડકી આપીને કહ્યુ, "હવે મને રજા છે?"

ભીલડીએ દઢતાથી જવાબ દીધો, "નહિ, એમ તારાથી જવાશે નહિ, ત્રણ દહાડા સુધી મારી ચિતા બળવા દેજે પછી ચોથે દહાડે સવારના તે હોલવી નાંખી તેને ટાઢી પાડી નાંખ્યા પછી તારે જ્યાં જવુ હોય ત્યા તુ જજે."

રાજાએ બહાનુ કાઢ્યું, 'એ તો બધું ખરૂ, પણ રાતની વખતે સિંહો આવીને મને અને મારા ઘોડાને ખાઈ જશે તેનુ કેમ?"

ભીલડીએ કહ્યુ, "રાતની વખતે હુ તમારી ચોકી કરીશ."

રાજા નિરૂપાય બન્યો. પછી ભીલડી ચિતા ઉપર બેઠી અને રાજાને તે સળગાવવાનુ કહ્યુ ચિતા પુર જોસથી બળતી હતી. અંદર પેલી ભીલડી હસતે મુખે બેઠી હતી આ પ્રમાણે આખો દહાડો ભીલડીને વગર આચ આવે બેઠેલી જોઈ રાજા આશ્ચર્ય પામ્યો, પણ એથી એ વધારે તો રાતે એક બનાવ બન્યો તેથી તે આશ્ચર્ય પામ્યો, રાત પડતા તે ઝુપડાનુ બારણુ બંધ કરીને અંદર બેઠો અને ફાટમાથી જોયુ તો ભીલડી હાથમાં ધનુષ્ય અને બાણુ લઈ ચોકી કરતી દેખાઈ!

આ પ્રમાણે ત્રણુ દહાડા અને ત્રણુ રાત આશ્ચર્યકારક બનાવ રાજાના જોવામા આવ્યો. સતીનુ સત્ય જોઈ રાજાને અદ્ભુત આશ્ચર્ય લાગ્યુ ત્રણુ દહાડા સુધી અગ્નિમા બેઠે જે ભીલડીને જરા પણુ આંચ આવી ન હતી તે ભીલડી ચોથે દહાડે સવારના પહોરમાં બળતી જણાઈને થોડી વારમા જ બળીને ખાક થઈ ગઈ. રાજાએ ચિતા ઉપર પાણી નાખીને હોલવી નાખી. ઝુપડાને તાળુ મારી કુચી ઝુંપડાની ઉપર મુકીને રાજા ત્યાથી ચાલતો થયો. જગલમા જ તેણે પોતાનો પોશાક ઉતાર્યો અને ભભુત લગાવી પોતે બાવાજી બની ગયો. રાજાના રૂપથી તેને

કોઈ અદ્ભુત જોગી જાણી લોકો માન આપવા લાગ્યા. એટલામાં તે ગામના નગર શેઠના ચાકરની તેના ઉપર નજર પડી. ચાકરે કહ્યું, "મહારાજ, જોગીરાજ, અમારો શેઠ આ ગામનો નગરશેઠ છે. તેને વૃદ્ધાવસ્થામાં પુત્રરત્નની પ્રાપ્તિ આજ ત્રણ દહાડા થયા થઈ છે. પણ તે બાલક ત્રણ દિવસ થયા પોતાની માતાને ધાવતો નથી. અમારા શેઠે ઘણા ઘણા ભુવા જોગી વગેરેને બોલાવી મંગાવીને ઉપાયો કર્યા પણ તેમાનો એકે કારગત લાગ્યો નહિ હવે તો આપ મળ્યા છો અને આપનાથી કાંઈ ઉપાય થાય એમ હોય તો કહો."

જોગીરૂપ રાજાએ કહ્યું, "ઉપાય તો હુ જાણુ છુ પણ મેહેનતના બદલામા રૂપીઆ એક લાખ લઈશ"

ચાકરે કહ્યુ, "મહારાજ, એક લાખ તો ઘણા થયા. કાઈક ઓછા લ્યો."

રાજાએ પૂછ્યુ, "તારો શેઠ કેટલા રૂપીયા આપવાને ખુશી છે ?"

ચાકરે કહ્યુ, "યોગિરાજ, મારો શેઠ ત્રીસ હજાર રૂપીઆ આપશે."

બાવાજીરૂપ રાજાએ કહ્યુ, "હું તો રૂપીઆ ચાળીસ હજાર લઈશ તેમાથી એક દમડી પણ હુ ઓછી લેવાનો નથી."

આમ રકઝક કરી, ચાળીસ હજાર રૂપીયા આપવાના ઠરાવી રાજાને પેલો ચાકર પોતાના શેઠ પાસે લઈ ગયો. શેઠ પણ જોગીરૂપ રાજાનુ સ્વરૂપ જોઈ ઉઠી ઉભો થયો. યોગીને આસન આપી બેસાડ્યા પછી શેઠે કહ્યુ, "મહારાજ, અમારો પુત્ર ધાવતો નથી તેનો ઉપાય આપ કરી આપશો !"

રાજાએ 'હા' પાડવાથી શેઠે ચાકરને પૂછ્યું, "આ યોગીરાજ તને ક્યાં મળ્યા હતા અને એમની સાથે તેં શી બોલી કરી છે?"

ચાકર બોલ્યો, " હુ કાંઈ કામસર બહાર જતો હતો ત્યારે એ મને રસ્તામા મળ્યા. મેં એમનુ તેજ જોઈ વિચાર્યું કે આમનાથી આપણુ કામ થાય તો થાય. એમને મહાપુરૂષ જાણી મેં પુછી જોયુ કે અમારા શેઠનો પુત્ર ત્રણ દહાડા થયા ધાવતો નથી તેનો આપ ઉપાય કરી શકશો ? એમણે 'હા' નો જવાબ આપવાથી હુ આપની પાસે તેમને લઈ આવ્યો છુ. પુત્ર સારો થયે એમને ચાળીશ હજાર રૂપીઆ આપવાની મેં બોલી કરી છે "

શેઠે રાજા તરફ ફરીને કહ્યુ, " મહારાજ, મારા પુત્રને સારો કરી આપશો તો આપને ચાળીશને બદલે પચાસ હજાર રૂપીઆ હું આપીશ "

બાવાજીના વેશવાળા રાજાએ જવાબ આપ્યો, " મારે તમારી પાસેથી રૂપીઆ લઈને કાંઈ રાખી નથી મુકવા. એ તો તેને તે જ દહાડે બ્રાહ્મણ જમાડી દેવામા ખરચવાના છે. "

જોગીરૂપ રાજાએ કહ્યુ, " તમારા પુત્રને એક એકાત ઓરડામાં લઈ જાઓ ને ત્યા મને પણ બોલાવજો "

સુવાવડના બાજુના ઓરડામા દાઈ પેલા છોકરાને લઈ ગઈ બાવાજીએ બધાને બહાર કહાડી દરવાજો બધ કર્યો. દરવાજો બધ થયો કે પેલો છોકરો બોલી ઉઠ્યો " હે દુષ્ટ રાજા, આજ ત્રણ ત્રણ દહાડા થયા મેં કાંઈ ખાધુ પીધુ નથી તેનો કાંઇ તે વિચાર કર્યો નહિ ને ? "

રાજાએ જંગલમાં બનેલી બધી વાત વિગતવાર કહી અને તેની માફ માંગીને કહ્યુ, " હવે મને પેલી વાત કહે "

છોકરો બોલ્યો, " અરે ભલા માણુસ કાંઈક તો વિચાર કર. આજ ત્રણ ત્રણ દહાડા થયા હુ ભુખે ટળવળું છુ. તેથી મને પ્રથમ ધાવવાની તુ રજા આપ. "

રાજાએ બહુ સારૂ કહી દરવાજો ઉઘાડ્યો. નગરશેઠ તથા દાઇને બોલાવીને તેણે કહ્યુ, " જાઓ, છોકરાને એની માને હવાલે કરો, જુઓ ધાવે છે કે નહિ ! "

દાઇ છોકરાને તેની મા પાસે લઇ ગઈ. માએ છાતી આગળ લીધો કે છોકરો ધાવવા મંડી ગયો. શેઠે પોતાના પુત્રને આ પ્રમાણે જ્યારે ધાવતો દીઠો ત્યારે તેના હર્ષનો પાર ન રહ્યો અને જોગીરૂપી રાજાને તે વારંવાર પગે લાગવા લાગ્યો. પોતાની વૃદ્ધાવસ્થામાં પુત્રરત્નની પ્રાપ્તિ થઇ પણ ધાવણુ લેતો ન હતો તેથી શેઠને ખેદ થયો હતો તે જ્યારે ધાવવા લાગ્યો ત્યારે તેના હર્ષનું શુ પુછવું ?

રાજાને શેઠના હુકમથી તેના માણસોએ ગરમ પાણીએ સારી પેઠે નવરાવ્યો. તેના શરીર ઉપર અત્તરાદિ સુગંધિ છાંટી, પીતાબર પહેરવા આપ્યુ. શેઠ અને તેના ઘરના માણસો રાજાને ઇશ્વરના જેટલુ માન આપવા લાગ્યા. સોના રૂપાના થાળોમાં રાજાને ઉત્તમ ભોજનો જમાડ્યા. જમી રહ્યા પછી પાન સોપારી વગેરે ચીજો મુખવાસ વાસ્તે પાસે મુકી, શેઠ સામે હાથ જોડીને બેઠો. શેઠે જોગીરાજનુ નામ ઠામ પુછતા રાજાએ કહ્યુ, "મને સુખાનંદ કહે છે અને હું અસલ ઉજ્જનનો રહેનાર છુ. બાકી હાલ તો જ્યા રાત પડે છે ત્યા મારૂ ઠામ છે."

આ પ્રમાણે જોગી તરીકે રાજા તે શેઠના ઘરમા પંદર દહાડા સુધી રહ્યો. પંદરમે દહાડે પેલો છોકરો ફરીથી ધાવતો બંધ થઈ ગયો. દાઇ તેને જોગી પાસે લઈ આવી. રાજાએ બધા લોકોને ઓરડામાંથી બહાર કાઢી દરવાજો બંધ કરી ધીમે સાદે છોકરાને કહ્યુ, "કેમ વળી પાછો તુ ધાવતો બંધ થઇ ગયો ?".

છોકરાએ જવાબ દીધો, "રાજા, એ તો હું તારૂ માન વધારૂ છું."

રાજાએ કહ્યુ, "એ તો બધુ ઠીક, પણ હવે પેલી વાત કહે."

છોકરાએ કહ્યું "બીજી વખત જ્યારે હું ધાવતો રહીશ અને જ્યારે મને તારી પાસે લાવશે ત્યારે હું તને વાત કહીશ. હમણા તો મને દુધ પીવાની તું રજા આપ"

રાજાએ દાઈને બોલાવી છોકરાને તેને સ્વાધિન કર્યો. છોકરો ધાવ્યો. શેઠ તો ખુશી ખુશી થઇ જવા લાગ્યો. વળી પાછો છોકરો છત્રીશ દિવસનો થયો ત્યારે ધાવતો રહી ગયો આટલા વખત સુધી રાજા શેઠને ત્યા જ રહ્યો હતો. વળી પાછો તેને રાજા આગળ લાવવામાં આવ્યો. બધા લોકોના બહાર ગયા પછી છોકરે કહ્યુ. "રાજા, હવે ઠરાવેલા ચાળીશ હજાર રૂપીઆ લઈને તુ અહીથી જતો રહે. મારૂ આયુષ્ય આવી રહ્યુ છે."

રાજાએ કહ્યુ, "પણ તુ મને પેલી વાત કહેવાનો હતો તે કહે."

છોકરાએ જવાબ દીધો, "હાલ તને તે વાત હુ કહી શકતો નથી. પણ આજથી ચોથે દહાડે સવારના હુ મરી જઇશ તે વખતે લોકો મને આ ગામના સ્મશાનમા દાટી આવશે. ત્યા તુ પણ આવજે. દાટીને લોકો જાય તે પછી મને તુ પાછો ખાડામાંથી બહાર કાડજે એટલે તારી પાસે હું સાૈ વાત કરીશ."

રાજાએ છોકરાને દાઇને હવાલે કર્યો. તે હંમેશ પ્રમાણે ધાવ્યો. બીજે દહાડે ઉઠતાંને વાર રાજાએ પેલા શેઠને કહ્યુ, "હવે વધારે વાર મારાથી રહેવાય તેમ નથી, માટે મારા ઠરાવેલા રૂપીઆ આપ આપો એટલે હું બ્રાહ્મણો જમાડી બીજે દેશ ચાલ્યો જાઉં."

શેઠે કહ્યુ, "મહારાજ, આજના દિવસમાં આપથી કાંઈ બની શકવાનુ નથી માટે આવતી કાલે બ્રાહ્મણ જમાડી પરમદહાડે આપ રવાના થજો."

રાજાએ 'ઠીક છે' જવાબ આપી બીજે દહાડે બ્રાહ્મણ જમાડવાની બધી તૈયારી કરાવી, ચાળીશ હજાર રૂપીઆ તેમાં

ખરચી નાખ્યા. બીજે દહાડે બ્રાહ્મણ જમાડી સારી દક્ષણા આપી. પોતે આપેલા રૂપીઆ જોગીરાજે આ પ્રમાણે ખરચી નાખ્યા જોઈ શેઠના મનમાં ખાત્રી થઈ કે આ જોગીરાજ મારા કોઈ પૂર્વજન્મના પુન્યને લીધે જ આવી ચડ્યા છે.

રાજા જાણતો હતો કે આવતી કાલે સવારના તો છોકરો મરી જવાનો છે, માટે આજે જ સાંજના અહિંથી નીકળી જવું. શાહુકાર આગળ પોતાનો આ ઠરાવ તેણે કહી સંભળાવ્યો શેઠે બીજે દહાડે થોડા દિવસ વધારે રહી જવા વાસ્તે તેને ઘણુ ઘણુ સમજાવ્યો પણ વૃથા. રાજા તો જવા નીકળ્યો. બે ગાઉ સુધી શેઠ અને તેના સગાવહાલા મુકવા ગયા પછી રાજાએ તેમને પાછા ફરવાનુ કહ્યું. શેઠ અને સાથે આવનાર માણસો રાજાને વારાફરતી પગે લાગ્યા પછી શેઠે કહ્યું, " મહારાજ આપ પધાર્યા તો મારો પુત્ર જીવતો રહ્યો. નહિ તો અમે આટલા દિવસ તેનુ મોઢું પણ કયાથી દેખત ? "

રાજાએ બધાને આશીર્વાદ આપી પાછા વાળ્યા. બધાના ગયા પછી રાજાએ પોતાનો જોગીનો પોશાક ઉતારી સાધારણ મુસાફરનો પહેર્યો, અને પાછો તે જ શહેરમા આવી એક કુંભારણને ત્યા તેણે ઉતારો કર્યો. બીજે દહાડે સવારના પેલી કુંભારણ બહાર જઈને આવી. તેણે રાજાને એક હાલ્લુ આપીને કહ્યું, આમા તમે ખીચડી રાંધી ખાજો. હું થોડીવારમા જ પાછી આવુ છુ."

રાજાએ પૂછ્યુ, "બાઈ તુ કયા જાય છે ? "

કુંભારણ બોલી, "અમારા ગામના નગરશેઠનો એકનો એક છોકરો મરી ગયો છે. ત્યા આખુ ગામ ગયુ છે માટે હું પણ ત્યા જાઉં છું. "

આમ કહી કુંભારણ તો ચાલી નીકળી. પછી રાજાએ પોતાના કપડાની ગાસડી બાંધી, જમીન ખોદવા વાસ્તે પાવડો લઈ એક બાજુ સ્મશાનમા જઈ ને બેઠો. પેલા છોકરાના મડદાને લોકો જ્યારે દાટીને પાછા ફર્યા, ત્યારે રાજાએ ખાડામા નાખેલી ધુળ પાવડા વડે બહાર કાઢી નાખી, છોકરાને બહાર કાઢ્યો.

છોકરાના મડદાએ રાજાને જોતા જ કહ્યું, "રાજા, તારે જો તે વાત અધુરી સાભળવી હોય તો અત્યારે મને પુછજે, પણ જો પુરેપુરી સાભળવી હોય તો અહીંથી છ દહાડાના રસ્તા ઉપર કનકપુર નામનુ નગર છે ત્યા એક ઢેડી રહે છે તે તને બધી વાત કહેશે માટે મને પાછો ખાડામા નાખી ઉપર માટી નાખી ને તુ તે તરફ ચાલ્યો જા."

આ સાભળતાં રાજા તેને ખાડામા નાખી ઉપર માટી નાખી ને પાછો ચાલતો થયો. ચાલતો ચાલતો કનકપુર નગરમાં તે આવી પહોચ્યો.

છઠ્ઠે દહાડે રાજા કનકપુર નગર આગળ આવી પહોચ્યો પેલી ઢેડીને શી રીતે શોધી કહાડવી તેનો રાજા વિચાર કરતો હતો એટલામાં એક ઢેડીને સામેથી આવતા દીઠી ઢેડીએ પાસે આવતા વેત જ કહ્યું, "કા રાજા ભોજ, તુ કયાથી આવ્યો!"

રાજા આશ્ચર્ય પામીને બોલ્યો, "બાઈ, તુ કોણ છે તે હુ મુદ્દલ જાણુતો એ નથી તેમ જ હું તને ઓળખતો પણ નથી, તે છતા તુ મને કયાથી ઓળખે છે?"

ઢેડીએ જવાબ દીધો, "પેલા છોકરાએ તને જેની પાસે મોકલ્યો છે તે ઢેડી હુ."

રાજા બોલ્યો, "જો એમ હોય તો મને પેલી વાત કહે."

ઢેડીએ જવાબ દીધો, "રાજા, રસ્તામાથી તુ હમણા જ ચાલ્યો આવ્યો છે માટે ખા, પી, વિશ્રાતિ લે પછી તને હુ બધી વાત કહીશ."

રાજાએ કહ્યુ, "તારે ત્યાં મારાથી કેમ જમાય?"

ઢેડી બોલી, "અમે ગામના ઢેડના પટેલ છીએ, તેથી દીવાનને ત્યા ચાલો આપણે જઇએ. હુ ત્યા તારે ખાવા પીવા માટેનો બદોબસ્ત કરી આપુ છુ."

આમ કહી ઢેડી આગળ ચાલી. રાજા ઘોડે બેસીને તેની પાછળ પાછળ દીવાનને ત્યા ગયો. દીવાન પોતાના દરવાજામા જ ઉભો હતો. દીવાન આગળ હાથ જોડી ઢેડી બોલી, "માબાપ! આ શેઠ મારો પરોણો છે. માટે હાટેથી મારે ખાતે માડી, ચોખા દાલ, લાપસી વગેરે લાવી ખવરાવજો. અને આજની રાત એને તમારે ત્યાં ઉતારો આપજો"

રાજાની મુખમુદ્રા તરફથી એ કોઈ ખાનદાનનુ ફરજંદ હશે જાણી દીવાન બોલ્યો, "બાઈ, તારો પરોણો તે મારો પરોણો." આમ બોલી દીવાન રાજાનો હાથ પકડી તેને ઘરમાં લઈ ગયો.

નવરાવી ધોવરાવી રાજાને જમવા બેસાડ્યોં રાત પડી ગઈ હતી એટલે દીવા બતી કરીને સૌ જમવા બેઠા. દીવાનનો પુત્ર પિતાની બાજુમા બેઠો હતો તેણે પોતાના પિતાના કાનમાં કહ્યુ, "પિતાજી, આ માણસને તમે ઢેડીનો પરોણો ન જાણશો હો! એ કોઈ રાજવશી પુરૂષ જણાય છે."

દીવાન બોલ્યો, "દીકરા તે તેં કેમ જાણ્યુ?"

દીવાનના પુત્રે જવાબ દીધો, "દીવાની સામે એ બેઠો છે અને દીવાના પ્રકાશથી બીજો દીવો એના કપાળમા દેખાય છે."

દીવાને કહ્યું, "હશે. આપણે એટલી બધી ખણખોદ કરવાનું શુ કારણ?"

જમ્યા પછી પાન સોપારી ખાઈ સૌ વાતો કરવા બેઠા. સુવાની વેળા થઈ એટલે રાજા વાસ્તે સુવાને તૈયાર કરાવેલો ઓરડો તેને દેખાડયો. રાજા તે રાતના નિશ્ચિત સુઈ રહ્યો.

બીજે દહાડે સવારના વહેલો ઉઠીને રાજા સારી પેઠે ન્હાયો. પછી તે પોતાનો રાજવંશી પોશાક પહેરવા લાગ્યો.

આ જોઇને છોકરાએ પોતાના બાપને કહ્યું, "જુઓ વડિલ રાતના જે વાત હુ તમને કહેતો હતો તે ખરી કે નહિ? હવે તો તમારા માન્યામા એ વાત આવે છે ને?"

દીવાને રાજા તરફ જોઇને વિચાર્યું કે આ તો રાજા ભોજ જેવો જણાય છે. પછી રાજા તરફ ફરીને બોલ્યો, "કા રાજ, કયા પધારો છો?"

ભોજ રાજાએ ઉત્તર દીધો, "આ તમારૂં નગર જોવા હુ જાઉં છું."

રાજા નીચે ઉતરી ઘોડે બેસી ને ઢેડીના ઘેર તરફ આવ્યો. ઢેડીએ રાજાને આવતો જોઈ પોતાના ધણીને કહ્યું, "જુઓ, પેલો રાજા ભોજ આવે છે. તેને બેસવાને આ બાજઠ આપી આવો."

આમ બોલી ઢેડી શણુગાર સજવા ઘરની અંદર જતી રહી. ઢેડાએ ઓસરીમા બાજઠ ઉપર ભોજને બેસાડ્યો. થોડીવારમા શણુગાર સજીને બીજા બાજઠ ઉપર રાજા સામે આવીને ઢેડી બેઠી ને રાજાને કહ્યું, "રાજા, તુ બરાબર ધ્યાન રાખી હું જે કહું છું તે સાંભળજે."

——:o:——

## રાજા ભોજના પુર્વજન્મનું વૃત્તાંત, ઢેડી કહે છે અને રાજા સાંભળે છે.

"રાજા, સાંભળ, પૂર્વ જન્મમાં તુ એક કઠીઆરો હતો. અને હું તારી સ્ત્રી હતી. ખેડુતનો છોકરો જે મરી ગયો તે તારો પુત્ર હતો અને કાલિદાસની વિધવા વહુ તારી પુત્રવધુ હતી. તમે બન્ને બાપ દીકરો મહેનત મજુરી કરી આપણા ચારે જણનું પેટ ભરતા હતા. તેવામા બાર વરસનો મોટો દુકાળ

પડયો. દુકાળના વખતમાં આપણે મહા મુશકેલીથી આપણુ ગુજરાન કરી શકતા, દુકાળના દશ દશ તો વરસ વીતી ગયા. એક દિવસે આપણે એક એક રોટલો લઇને ખાતા હતા તે વખતે એક યતિ ભિક્ષા માંગવા આવ્યો. તે ઘણી ઘણી કાકલુદી કરવા લાગ્યો તેથી તને દયા આવી એટલે તારા રોટલામાથી તે અડધો રોટલો તેને ખાવા આપ્યો. તે ખાઈ ગયા પછી પેલો યતિ બોલ્યો, "દસ દીવસનો હું ભુખ્યો છુ માટે હજી પણ તારી કાંઇ શકિત હોય તો આપ."

તારા પુત્રના રોટલામાથી તે પાછો તેને અડધો રોટલો આપ્યો. હજી પણ તેને વધારે માગ્યાથી તારી પુત્રવધુના રોટલા-માથી અડધો ભાગીને તે તેને આપ્યો. આ વખતે મારા રોટલા-માથી પણ તુ ભાગીને તેને આપીશ એમ મેં જ્યારે જાણ્યુ ત્યારે મારો રોટલો લઈને હુ દુર નાશી ગઇ. વહુનો અડધો રોટલો ખાઈ રહ્યા પછી યતિએ વધારે માગ્યાથી તે તારા ભાગનો બાકી રહેલો અડધો રોટલો તેને આપી દીધો. પુત્ર અને વહુએ ધાર્યું કે તેમના બાકી રહેલા અડધા રોટલા તુ આપી દઇશ તેથી તે લઇને તેઓ પણ દુર નાશી ગયા. હુ આખો રોટલો ખાઈ ગઈ અને પુત્ર અને વહુ અડધો ખાઇ ગયા.

હવે વધારે નહિ મળે જાણી પેલો યતિ ચાલતો થયો. આ પછી થોડા દિવસમાં કામ ન મળવાથી ખાવા પીવાના સાસા પડવા માંડ્યા તેથી આપણે ભુખથી રીબાઇ રીબાઈને મરી ગયા.

હે રાજા! તેં પેલા ભુખ્યા યતિને આખો રોટલો આપ્યો હતો તેથી તુ રાજા થયો અને આખા ભવનુ સુખ ભોગવશે. તારો પુત્ર જેણે અડધો રોટલો આપ્યો હતો તેણે અડધું સુખ ભોગવ્યુ એટલે કે વીશ વરસની અવસ્થામા મુઓ. તારી પુત્રવધુ જે કાલિદાસની પુત્રવધુ કહેવાઈ તે પણ જુવાનીમા

વિધવા થઇ. અને મેં કે જેણે દયા કરતાં પેટને વધારે ગણ્યુ હતુ તે આ ચંડાલ યોનિમા હુ અવતરી અને મે આખા ભવનું દુઃખ દીઠુ."

આ સાભળી ભોજરાજા પસ્તાવા લાગ્યો, "ક્યા ને ક્યા મે મારો પૂર્વજન્મ સાભળ્યો. આ વાત જો મેં સાભળી જ નહોત તો રૂડું થાત. હશે, બનવા કાળ હતુ તે બન્યુ. હવે ગમે તેમ કરીને આ ઢેડીને મારે સુખી કરવી જોઇએ." આમ વિચારી ઢેડી તરફ ફરીને બોલ્યો, "બાઈ, હવે તુ અને તારો ધણી મારા શહેરમાં ચાલો. ત્યા હું તમને એક મહેલ બંધાવી આપીશ તેમા તમે સુખથી રહેજો."

ઢેડીએ પ્રથમ તે વાત કબુલ ન કરી પણ પછી પોતાના ધણી સાથે મસલત કરી કબુલ કરી. રાજા તેમને લેઇ ધારાનગરમા આવ્યો. રાજાએ કાલિદાસના પુત્રની વિધવાવહુને પૂછ્યુ, "દીકરી, આપણા પૂર્વજન્મનુ વૃત્તાંત તમને ત્રણ જણુને ખબર છે અને મને ખબર નથી એનુ શુ કારણ?"

વહુએ જવાબ દીધો, "અમને પૂર્વજન્મ યાદ છે તેનુ કારણ એટલુ જ કે તે સંભારી આ જન્મમા અમે વધારે સારી રીતે ચાલીએ."

---

## કાલિદાસે લીધેલો સંન્યાસ!

ભોજરાજાની દરબારમા ચૌદશો પડિતો હતા. તે સર્વમાં કાલિદાસ સૌથી શ્રેષ્ઠ હતો ગમે તેવો પડિત સભામાં આવે તો પણ તે તેને જીતી શકતો ન હતો. આ પડિતોમાના કેટલાકના પુત્રો ઘણાજ વિદ્વાન હતા. પણ કાલિદાસ હોવાથી તેઓનુ માન વધતું નહિ. તેમણે બધાએ એકઠા થઇને વિચાર કર્યો કે "કાલિદાસ જ્યા સુધી છે ત્યા સુધી આપણું માન વધતુ

નથી. આપણે શ્રમ લઇને મહેનત કરીએ તો પણ તેનુ શુ ફલ ? માટે કાંઈ ઉપાય કરી કાલિદાસને ધારાનગરમાંથી દુર કરાવીએ તો આપણુ માન વધે અને આપણે જગતમા પ્રખ્યાત થઇએ માટે એવો કોઈ ઉપાય આપણે શોધી કહાડવો જોઇએ."

એક પડિતે કહ્યું, "આપણે બધા મળી ચોદશો પડિતો કહેવાઇએ છીએ. તેમા કેટલાક વૃદ્ધ થયા છે. તેમા આપણા પિતાશ્રીઓને સમજાવીએ કે, તમે કાલિદાસ સહવર્તમાન કાશીપુરીમા જઈને સન્યાસ લ્યો. અને તેથી આપણા વૃદ્ધ પિતાશ્રીઓના દેહનુ પણ કલ્યાણ થશે અને કાલિદાસના અત્રેથી જવાથી આપણુ કામ થશે."

આ યુકિત બધાને પસંદ પડી. તેમણે વૃદ્ધ પંડિતોને પોતાની આ યુકિત કહી સંભળાવી. તેઓને પણ તે ગમી. તેઓ બધાએ એકઠા થઇ વિચાર કરી એવું ઠરાવ્યું કે આપણે કાલિદાસને ફસાવીને અત્રેથી કાશી લઈ જવો. ત્યાં સંન્યાસ લઇને રહેવુ. આપણા દેહનુ કલ્યાણ થશે અને સાથે આપણા પુત્રોનું કામ થશે."

દસબાર જણા કાલિદાસ પાસે મિત્રભાવે આવીને બેઠા. પ્રથમ તો વેદાંત વિષયની બેચાર વાર્તા કર્યા પછી કહ્યું, "આપણે વૃદ્ધ થવા આવ્યા છીએ તેથી આ સસાર સાગરમા રહી અહિ દિવસ નિર્ગમન કરવાને બદલે બધા મળી મુકિત-પુરી જે કાશી ક્ષેત્ર ત્યા જઈ, સન્યાસ લઈ ઇશ્વર ભજનમા રહી આપણા દેહની આપણે મુકિત સાધીએ. અમારો તો આવો વિચાર છે, હવે તમાંરો શો વિચાર છે તે કહો. જો તમે અમારી વાતને મળતા થતા હો તો આપણે મહારાજની રજા લઈને જઇએ."

તેમના મનમાં કપટ વાસના હતી એમ કાલિદાસ સમજી ગયો. પણ પોતાના મનનો હાર્દ તેમને ન દેખાડતાં પોતે જાણે ઘણોજ ખુશી થયો હોય એવો દેખાવ કરી તેણે 'હા' પાડી.

બધા પંડિતો પછી રાજા આગળ ગયા. રાજા આગળ જઈ પોતાના મનની વાત કહી. રાજા તે સાંભળી ખુશી થઇને બોલ્યો, " આહા હા ! ઘણુાજ આનંદની વાત છે ! વૃદ્ધ થઈ પોતાના દેહનું સાર્થક કરવા જાઓ છો ત્યારે તમને કોણ અટકાવે ? મારી દરબારમા તમારા પુત્રો છે તેઓ પણ નામ કાઢે એવા છે. "

આ સાભળી પંડિતો આનદ પામી પોતાને ઘેર ગયા. જુવાનીઆઓ તો આ સાંભળીને ઘણા જ ખુશી થયા. થોડા વખતમાં જ તેમણે સૌયે જવાની તૈયારી કરી અને જવાને આગલે દિવસે કાલિદાસ પાસે તે સૌ આવ્યા અને બીજે દહાડે જાત્રાયે નીકળવાનો વિચાર તેને જણાવ્યો. પોતે પણ ધારાપુરી છોડવાને તૈયાર છે એવું દેખાડી કાલિદાસે તેમને રવાના કર્યા પછી પોતાના મનમા કહ્યું, "કાઇ ફીકર નહિ મને ફસાવીને લઇ જવાની યુક્તિ તો સારી કરી છે. હુ જો ન જાઉં તો તેઓ મારી ઉપર કાંઈ જોર જુલમ તો કરવાના નથી પણ હુ પણ ખરો કે એમની સાથે જઈ ત્યાં એમના ખોદેલા ખાડામા એમને જ નાંખી પાછો આવુ. "

બીજે દહાડે કાશીપુરી જવા બધા નીકળ્યા. કેટલેક દહાડે સર્વ મ ડળ કાશી આવી પહોચ્યુ. ત્યા નૃસિંહભારતી નામે એક મહા પુરૂષ હતા તેમની પાસે જઇને સર્વયે હાથ જોડી કહ્યું, " મહારાજ, કૃપા કરી આપ અમારી વિનતી સાભળોઃ—

[illegible] पुण्यसमं मदीय-
मत्रत्यदुःखमपि सर्वसुखास्पदं मे ॥
अत्रत्यवृत्तिरपि वैषयिकी समाधिः
श्रीमन्नृसिंह[illegible]दर्शन[illegible]णलाभात् ॥ १ ॥

ભાવાર્થ—શ્રીમાન નૃસિંહ ગુરૂના દર્શનનો અમને લાભ થયો તેથી અમે સુખ દુઃખને સરખું ગણીએ છીએ. અને તેથી અત્રે સમાધિમાં નિમગ્ન રહી, અહિ જ નિરંતર વાસ કરવા અમે ઇચ્છીએ છીએ.

આ સાભળી શ્રીમાન નૃસિંહાચાર્યે પૂછ્યુ. "તમારી ઇચ્છા શી છે તે તમે મને કહો."

પડિતોએ કહ્યું, "અમને સન્યાસ આપી આપના શિષ્ય કરી રાખો"

ગુરૂએ કહ્યું, "તમારી ઇચ્છા એવી જ છે તો હુ તેમ કરીશ. પણ બધાને એકે દહાડે સન્યાસ આપી શકાય તેમ નથી માટે એક એક જણને હુ સન્યાસ આપીશ. કાલે સવારના એક જણે આવવુ એટલે તેની શી મરજી છે તે પુછીને તેને હુ સન્યાસ આપીશ."

ગુરૂને નમન કરી બધા પોતાને ઉતારે આવ્યા, અને પ્રથમ કોણે સંન્યાસ લેવો તેનો વિચાર કરવા સૌ બેઠા. પંડિતોએ પોતાની મતલબ સાધવાના વિચારથી કાલિદાસ પ્રથમ સંન્યાસ લે એવો બેત કરવા માડયો. એક પડિત બોલ્યો, "આપણા બધામા કાલિદાસ શ્રેષ્ઠ છે તો તેણે પ્રથમ સન્યાસ લેવો."

આ પંડિતના અભિપ્રાયને બીજા પંડિતો સમ્મત થયા પણ કાલિદાસે ના કબુલ કરતા કહ્યું, "આવી વાત કદી પણ બનવાની નથી. તમારી ઇચ્છાથી હુ અત્રે આવ્યો છુ માટે તમે એક એક સંન્યાસ લઇ લેશો તેની પછી હું સંન્યાસ લઇશ."

પંડિતોએ કહ્યું, "એ તો ઠીક, પણ અમે સંન્યાસ લઇએ અને પછી તમે ન લ્યો તો તેનુ કેમ કરવુ ?"

બધાને વિશ્વાસ આવે એટલા માટે મનમાં શ્રી વિશ્વેશ્વર અને મહાકાલિ દેવીનુ સ્મરણ કરી તેણે કહ્યું, "જો તે યતિ મને સન્યાસ આપે ને હુ ન લઉં તો મારો અને મારા બધા પુર્વજોનો રૌરવ નર્કમા એક કલ્પ સુધી વાસ હજો." કાલિદાસના આવા શબ્દોથી બધાને વિશ્વાસ આવ્યો. બીજે દહાડે એક પંડિતે નૃસિંહ ગુરૂ પાસે જઇને સન્યાસ લેવાની ઇચ્છા દેખાડી, ગુરૂએ પુછ્યુ, "તારી શી ઇચ્છા છે તે બોલ."

પંડિતે હાથ જોડીને કહ્યુઃ—

**कदा वाराणस्याममरतटिनीरोधसि वसन् ॥**
**वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ॥**
**अये गौरीनाथ त्रिपुरहर शंभो त्रिनयन ॥**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—કોઈ વખત હું કાશી વિશ્વનાથના મંદિરમા જાઉ, અને દેવની અને ગંગાજીની સામે હુ ઉભો રહી, કૌપીન પહેરી માથા ઉપર અજુલી પુટસ્થાન કરી, હે ભગવાન હે ગૌરીનાથ, હે ત્રિપુરહર, હે શંભુ, હે ત્રિનયન, મારા ઉપર આપ પ્રસન્ન થાઓ એ પ્રમાણે શબ્દ કરીશ

આ પ્રમાણે તેના મનનો વિચાર જાણી લઈ તેને સંન્યાસ આપ્યો બીજે દિવસે બીજો પંડિતે આવી પોતાને સંન્યાસ આપવાને ગુરૂને વિજ્ઞપ્તિ કરી તેની ઇચ્છા પુછતા તેણે આ પ્રમાણે કહ્યું—

**कदा वृंदारण्ये विमलयमुनातीरपुलिने ॥**
**चरंतं गोविंदं हलधरसुदामादिसहित ॥**
**अये कृष्णस्वामिन्मदनमुरलीवादन विभो ॥**
**प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥**

ભાવાર્થ—કોઈ વાર હુ વૃંદાવનમા જાઉ અને સ્વચ્છ એવા જમનાના તીર ઉપર કામદેવને મોહીત કરે એવો મુરલીનો અવાજ, સુદામાદિક ગોવાલો સાથે ઉભા રહી શ્રી કૃષ્ણ ભગવાન કરતા હોય તેમને હે કૃષ્ણ, હે મુરલીવાલે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ, આ પ્રમાણે હુ વિનંતી કરીશ.

આ પંડિતની ઇચ્છા પુરી થઈ ત્રીજે દહાડે ત્રીજો પંડિત આવ્યો તેણે પુછતા તેણે એવો જવાબ આપ્યોઃ—

**कदा वा साकेते विमलशरयूतीरपुलिने ॥**
**चरंतं श्रीरामं जनकतनयालक्ष्मणयुतं ॥**

अये राम स्वामिन् जनकतयावल्लभ विभो ॥
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान्॥

ભાવાર્થ—કોઈ વખત અયોધ્યામાં જઈ સ્વચ્છ સર્યુના કીનારા ઉપર, સીતા લક્ષ્મણ સાથે રામચંદ્રના ચરિત્ર ગાતા, 'હે રામ હે સ્વામિ, હે જાનકી વલ્લભ, આપ મારા ઉપર પ્રસન્ન થાઓ.' એ પ્રમાણે કહી હું દિવસ કહાડીશ.

તેની વાચ્છના પૂર્ણ થયા પછી બીજે દહાડે બીજો સંન્યાસ લેવા આવ્યો તેની ઇચ્છા પુછતા તેણે કહ્યુંઃ—

कदा श्रीमन्नीरा नरहरिपुरे सि[illegible]नं ॥
हरिं [illegible]चेर्मुदितमनसा दीनदयिनं ॥
अये लक्ष्मीकान्त श्रितजनभयारे नरहरे ॥
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

ભાવાર્થ—નરસિંહપુરીમા વસનારા અને સિંહના જેવું જેનુ વદન છે એવા, અને પ્રાણી ઉપર દયા કરનાર, નૃસિંહ ભગવાનનુ દર્શન કરી, 'હે લક્ષ્મીકાંત, હે નરહરિ, આપ મારા ઉપર પ્રસન્ન થાઓ.' આ પ્રમાણે શબ્દ કરી હુ મારા દહાડા કહાડીશ.

તેને સંન્યાસ આપ્યા પછી બીજે દહાડે બીજો પડિત આવ્યો તેની ઈચ્છા પુછતાં તેણે આ પ્રમાણે કહ્યુંઃ-

कदा प्रेमोद्गारैः पुलकिततनुः साश्रुनयनः ॥
स्मरन्नुच्चैः प्रीत्या शिथिलहृदयो गद्गदगिरा ॥
अये श्रीमन्विष्णो रघुवर यदूत्तंस नृहरे ॥
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

ભાવાર્થ—કોઈ વખત પ્રેમના ઉદ્ગારથી રોમાંચીત થઈ આંખમા આસુ લાવી, ગદગદીત વાણીથી, 'હે વિષ્ણુ, હે રઘુવર, હે યદુકુળશ્રેષ્ઠ, હે નરહરી, હે નારાયણ, મારા ઉપર

આપ પ્રસન્ન થાઓ.' એ પ્રમાણે મોટેથી શબ્દ કરી મારા દિવસ હું નિર્ગમન કરીશ.

તેની ઇચ્છા પુરી થતાં બીજે દહાડે બીજો આવ્યો. તેને પુછતાં તેણે આ પ્રમાણે કહ્યુંઃ—

कदा सीताशोकाग्निशिखजलदं चांजनिसुतम् ॥
चिरंजीवं लोके भजकजनसंरक्षणकरम् ॥
अये वायूसुत रघुवरपदांभो जमधुप ॥
प्रसी[illegible] मिषमिव नेष्यामि [illegible] ॥

ભાવાર્થ—સીતાના શોકના અગ્નિને, મેઘ જેમ અગ્નિને શાત કરે તેમ શાત કરનાર અને ચિરંજીવી એવા અંજનીના પુત્રને, 'હે વાયૂસુત, હે રામચંદ્રના ચરણરૂપી કમલના ભમરા, હે હનુમંત, પ્રસન્ન થાઓ' આ પ્રમાણે કહી હું દિવસ કહાડીશ.

તેને પણ સંન્યાસ મળ્યો. આ પ્રમાણે વારા ફરતી બધાએ સન્યાસ લીધા પછી આખરે કાલિદાસનો વારો આવ્યો. તેને નૃસિંહ ગુરૂએ પૂછ્યું, "બોલ, તારી શી ઇચ્છા છે?" તેના જવાબમાં કાલિદાસે કહ્યુંઃ—

कदा कान्तागारे परिमलमिलत्पुष्पशयने ॥
शयानः शामायाः कुचयुगमहं वक्षसि वहन् ॥
अये स्निग्धे मुग्धे चपलनयने चंद्रवदने ॥
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

ભાવાર્થ—સ્ત્રીના અંતઃપુરમા, સુગધયુક્ત ફુલની શય્યા ઉપર નિદ્રા કરી હોય, પાસે સોળ વરસની સુંદર સ્ત્રી સુતી હોય, તેને 'હે પ્રાણ પ્રિયા, હે પ્યારી, હે ચપળનયની, હે ચંદ્રવદની, તુ પ્રસન્ન થા.' આ પ્રમાણે શબ્દ કરી હુ મારા દિવસ કહાડીશ.

આ સાંભળી નૃસિંહ યતિએ કહ્યુ, "તારૂં મન હજી સુધી વિષયવાસનાથી તૃપ્ત થયુ નથી અને તારા મનને વૈરાગ્ય આવ્યો

નથી. માટે તુ સન્યાસ લેવા યોગ્ય નથી એટલે તને હુ સંન્યાસ આપી શકતો નથી ”

આ સાભળી કાલિદાસે કહ્યું, “મહારાજ, એમ કેમ બોલો છો? આપની પાસે સન્યાસ લેવાના સોગન આ બધા પડિતોની પાસે મે પ્રથમથી જ લીધા છે, તેનુ ત્યારે મારે શુ કરવુ? કાઈ રસ્તો હોય તો આપ બતાવો.”

ગુરૂએ કહ્યુ, “તે હુ કાઈ જાણુતો નથી. તારે સન્યાસ લેવો હોય તો બીજા કોઈ યતિ પાસે જઈ તે આપે તો લે. કુપાત્રને હુ સન્યાસ આપતો નથી.”

કાલિદાસે કહ્યુ, “જ્યારે આપ મને સન્યાસ આપતા નથી ત્યારે બીજાની પાસે હું લઉ તો આપના ચરણુના સોગન! પણુ મેં આ પડિતો પાસે સોગન ખાધા છે તેનુ મારે કેમ કરવુ?”

યતિએ કહ્યુ, “તુ સન્યાસ લે છે, છતા હું આપતો નથી તેથી એનો બાધ તને લાગવાનો નથી.”

આ સાભળી જાણે પોતે લાચાર થઈ ગયો હોય એવો કૃત્રિમ દેખાવ કરી પ્રથમના પડિતો પણુ હાલમા સન્યાસી થયલાઓની તરફ ફરીને તેણે કહ્યુ, “હે યતિઓ, એમા હવે મારો કાઈ ઈલાજ નથી ગુરૂજી મને સન્યાસ આપતા નથી તેથી હવે અહી ફોકટ બેસવામા મારૂં શુ વળશે? માટે હવે આપ બધા મહાશયોની રજા લઈ હુ ઘર તરફ પાછો ફરૂ છુ નમો નારાયણુ। નમો નારાયણુ!”

આમ કહી કવિ કાલિદાસ ત્યાથી ધારાનગર તરફ પછો ફર્યો. કેટલેક દહાડે ધારાનગરમા તે આવી પહોચ્યો. કાશીમાં બનેલો બધો હેવાલ તેણે ભોજરાજાને કહ્યો. કાલિદાસને પાછો આવેલો જોઈ તથા તેનો હેવાલ સાભળી ભોજરાજા ઘણો જ ખુશી થયો જુવાન પડિતો કાલિદાસના આવ્યાની ખબર સાભળી દિલગીર થયા પણુ પોતાના વૃદ્ધ

પિતાજીઓ કાશીમાં સન્યાસી થઈ રહ્યા હતા તેમની ખબર પુછવા તેને ત્યાં આવ્યા કાલિદાસે તેમની આગતા સ્વાગતા કર્યા પછી તેમને કહ્યું, "તમારા બાપ મને ફસાવીને કાશી લઈ ગયા, પણ તેઓ પોતે જ ત્યા ફસી પડ્યા. પણ તેઓએ પોતાની રાજી-ખુશીથી સંન્યાસ લીધો, તેથી તેઓનુ કલ્યાણ થયુ હુ જ માત્ર આ સંસાર સાગરમા બુડકીઓ મારવા અહિ પાછો આવ્યો છુ." વગેરે રીતે તેમને સમજાવી શાન્તિ આપી પાછા રવાના કર્યા. પછી પોતે આગળની માફક રાજકાર્યભારમા પડયો.

---

## એક સરસ્વતી કુટુંબની વાર્તા.



એક મોટા દેશમા વિદ્વાન પણ ગરીબ અવસ્થા ભોગ-વતું એક કુટુબ રહેતુ હતુ. આ કુટુબમા ચાર માણસ હતા, એક ડોસો, બીજી તેની સ્ત્રી, ત્રીજો પુત્ર અને ચોથી પુત્ર-વધુ. સ્વદેશમા બરાબર પોષણ ન થવાથી તેમણે પરદેશ જવાનો વિચાર કર્યો. ભોજરાજાની કીર્તિ તેમણે ઘણી સાભળી હતી. ભોજરાજા વિદ્યાનો શોખીન છે અને વિદ્વા-નોને સારો આશ્રય આપે છે એવી વાત જ્યા ત્યા ફેલાઈ રહી હતી. આ પરથી આ ગરીબ કુટુબ ત્યા જવા નીકળ્યુ. મંજલ દર મજલ કરતા તેઓ ધારાનગરની સમીપ આવી પહોચ્યા. નગરથી થોડે દુર તેમને એક બ્રાહ્મણ મળ્યો તણે પૂછ્યુ, "ડોસા, કયા જાઓ છે?"

ડોસે જવાબ આપ્યો –

**गच्छाम्यहं श्रुतिपुराणसमग्रशास्त्रं**
**पारंगतं कलयितुं किल भोजभूप ॥**

ભાવાર્થ—શ્રુતિ, પુરાણ અને બધા શાસ્ત્રના પારને પામેલા રાજા ભોજને હુ મળવા જાઉ છું.

ડોસાના આવા શબ્દ સાંભળી પેલો બ્રાહ્મણ બોલ્યોઃ-

वेत्त्यक्षराणि न हि वाचयितुं स राजा ।
मह्यं ललाटलिखितादधिकं ददौ यः॥

ભાવાર્થ—અરે, ભોજરાજા તો એક અક્ષર પણ સ્પષ્ટ વાચી શકતો નથી. કારણ કે, મારા ભાગ્યમા લખ્યું હતુ તેના કરતા વધારે દ્રવ્ય મને આપ્યુ છે.

પેલો બ્રાહ્મણ એટલું કહી ચાલતો થયો, પણ પેલો ડોસો અને તેનું કુટુબ આનંદ પામ્યું. ધારાનગરમાં આપણો સારો સત્કાર થશે એમ તેમને લાગ્યું. ધારાનગર પાસે એક સુંદર વડના ઝાડ નીચે પોતાનો મુકામ રાખી ભોજ રાજાને તેમણે કહેવરાવી મોકલ્યુ કે "એક સરસ્વતી કુટુબ તારા ગામની પાસે આવ્યુ છે. તારી મરજી હોય તો શહેરમા રહેવાને તે આવે."

સરસ્વતીકુટુબ નામ સાભળતાં જ રાજાએ વિચાર્યું કે, "નામ તો સરસ્વતી કુટુબ છે ત્યારે એ કેવા ચતુર છે તેની પરીક્ષા તો હુ કરી જોઉ."

રાજાએ આશરે બસેર દુધનો લોટો છલોછલ ભરીને પોતાના વિશ્વાસુ માણુસ સાથે તેમને ત્યા મોકલ્યો. ચાકરે સરસ્વતી કુટુબના રહેઠાણુ પાસે આવી ડોસાના હાથમા તે લોટો આપીને કહ્યું, "ભોજ રાજાએ આ તમારે વાસ્તે મોકલ્યું છે તે લ્યો."

આ સરસ્વતી કુટુબ રાજાની આ ચતુરાઈ તરત જાણી ગયુ. રાજાએ એવી સમસ્યા કરી હતી કે, જેમ આ લોટો દુધથી છલોછલ ભરેલો છે અને એમા કાંઈ માઈ શકે તેમ નથી તેમ મારૂં ધારાનગર પ્રજાના લોકોથી ભરેલું છે માટે તેમાં કોઈ પર નો સમાવેશ હવે થઈ શકે તેમ નથી. રાજાની આ સમસ્યા સમજી ડોસાએ તે દુધ જેટલી જ એટલે બશેરેક ખાંડ લઈ ચપટી ચપટી કરી તે જ દુધના લોટામા સમાવી. જે માણુસ

દુધનો લોટો લઈને આવ્યો હતો તે આ બધું જોતો હતો. પછી તે જ માણુસ સાથે રાજાને એ દુધનો લોટો પાછો મોકલ્યો. આમ કરતાં ડોસાએ રાજાની સમસ્યાનો એવો ઉત્તર આપ્યો કે જેમ આ દુધ જેટલી જ ખાડ ચપટી ચપટી નાખતા દુધમાં સમાઈ ગઈ તેમ અમે પણ રૈયતને હરકત ન કરતાં અમારા ગુણથી રૈયત ભેગાં અમે રહી શકીશુ.

રાજા આગળ માણસે આ બધી વાત કહી. તે સાભળી રાજાની ખાત્રી થઈ કે નામ પ્રમાણે આ સરસ્વતી કુટુબ ચતુર છે. હવે બીજી કાંઈ પરીક્ષા કરવી જોઇએ. આવા વિચારથી રાજા વેશ બદલીને સરસ્વતી કુટુબના ઉતારા આગળ આવ્યો, ત્યા બે સ્ત્રીઓ હતી. તેમણે ખબર આપી કે ડોસો અને તેનો પુત્ર તળાવની પાળ ઉપર સધ્યા કરવા ગયા છે ભોજ રાજા આવુ સાંભળી પોતે ત્યાં તળાવ ઉપર ગયો. છોકરાની સામે જોઈ રાજાએ અજલી ભરી જલપાન કીધું. રાજાએ એવુ દેખાડયુ કે તમે બ્રાહ્મણ છો અને તમારામાના એક અગસ્ત ઋષિએ એક જ આચમનથી આખા સમુદ્રનુ પાન કર્યું હતુ, તો તમારાથી આટલી સરખી તલાવડીનુ પાન થાય તો તમને ખરા બ્રાહ્મણ હું માનુ.

રાજાની મતલબ સમજી જઈ છોકરાએ પથ્થરની એક નાની કાંકરી તલાવમા નાખી. તે જોઈને રાજા ખુશી થયો અને મહેલમા ચાલ્યો ગયો પોતે કાકરી નાખી છોકરાએ એવુ સમજાવ્યુ કે, "તમે ક્ષત્રિ છો અને તમારામાના રામચદ્રજી પણ ક્ષત્રિ હતા. તેમણે સમુદ્ર ઉપર પથ્થરની પાજ તારી તો તમે આટલી નાની સરખી કાકરી તરતી રાખી શકો તો હું તમને ખરા ક્ષત્રિ માનુ."

રાજાના મનમા એમ આવ્યુ કે, જેવા એ બ્રાહ્મણ છે તેવો જ હુ પણ ક્ષત્રિ છું, એમા તો શક નહિ. આવુ ધારીને ખુશી થઈ રાજા જતો રહ્યો. પણ રાજાને મહેલમાં ચેન પડયુ નહિ.

આ સરસ્વતી કુટુંબ સાથે વધારે વાતચિત કરવાનો તેને વિચાર થયો. રાજાએ પોતાનો પોશાક ઉતારી નાખી કઠીઆરાનો પોશાક પહેર્યો લાકડાની નાની સરખી ભારી બાધી અને સરસ્વતી કુટુબના ઉતારા પાસે આવ્યો. આ વખતે શહેરના દરવાજા બધ થવાનો વખત થવાનો વખત થવા આવ્યો હતો. રાજાએ તેમના ઉતારા પાસે આવી કહ્યુ, "જંગલમા હુ લાકડા કાપવા રહ્યો તેથી શહેરના દરનાજા બધ થઈ ગયા. તમારી પાસે લાકડા ખપશે એવી ઉમેદથી હુ અહિ તમારી પાસે આવ્યો છુ માટે તમને જોઈતા હોય તો તે વેચાતા લ્યો.

કઠીઆરાના આવા વચન સાભળી તેમને લાકડા જોઈતા હતાં તેથી તે ખરીદ કર્યા અને તેને પૈસા ચુકવી આપ્યા. પૈસા લીધા પછી કઠીઆરારૂપ રાજાએ કહ્યુ, "બ્રહ્મદેવ, શહેરના દરવાજા બધ થઈ ગયા છે માટે આપ આજ્ઞા આપો તો હુ આજ અહી જ એક બાજુ પડયો રહું"

ડોસે કહ્યુ, "ભલે ભાઈ, પડી રહેને, અમારૂ શુ જવાનુ હતુ?" કઠીઆરો ત્યા જ લાબો થઈને સુતો. પેલા ચાર જણાએ વિચાર કીધો કે, આપણે ચારે જણ એક એક પહોર સુધી જાગવાનો વારો કરીએ તો સારૂ નહિ તો આ જગલમાથી કોઈ આપણો સરસામાન ઉપાડી જશે.

ડોસો વૃદ્ધ હતો તેથી તેનો પહેલા પહોરનો વારો આવ્યો. ડોસો જાગતો બેઠો. પેલા ત્રણ જણા ઉંધી ગયા. રાજાએ ડોસાની પરીક્ષા જોવા વાસ્તે કહ્યુઃ—

**असारे खलु संसारे सारमेतत्त्रयं स्मृतम् ॥**

ભાવાર્થ—આ અસાર સસારમા ત્રણ ચીજો સકામ છે.

આ સાભળી ડોસે જવાબ આપ્યોઃ—

**काश्यां वासः सतां सेवा मुरारेः स्मरणं तथा ॥ १ ॥**

ભાવાર્થ— કાશીમા વાસ, સંતોની સેવા, અને ઈશ્વરના સ્મરણમા લીન રહેવુ એ શિવાય બીજુ કાઈ નથી.

આ સાભળી રાજા ઘણો જ ખુશી થયો.¹ [એક પહોર પુરો થયો ત્યારે ડોસો સુઈ ગયો અને ડોસીને જાગવાનો વારો આવ્યો તેથી તે જાગતી બેઠી વળી રાજાએ કહ્યું:—

**असारे खलु संसारे सारमेतद् द्वयं स्मृतम् ॥**

ભાવાર્થ—આ અસાર સસારમા બે જ વસ્તુ સકામ છે

ડોસીએ તરત જ જવાબ આપ્યો —

**कंसारः शर्करायुक्तः कंसारिचरणद्वयम् ॥ १ ॥**

ભાવાર્થ—શાકર સાથે કસાર સ્વાદવાન છે અને કંસના શત્રુ (શ્રીકૃષ્ણ) ના ચરણારવિંદ સુધા સમાન છે.

આ સાભળી રાજા ઘણો જ ખુશી થયો પાછા બે પહોર પુરા થયા. અને ત્રીજો પહોર શરૂ થયો એટલે ડોસી સુઈ ગઈ અને તેના પુત્રનો વારો આવ્યો ડોસી ઉઘી ગઈ એટલે કઠીઆરારૂપ રાજાએ તેને કહ્યું:—

**असारे खलु संसारे सारं श्वशुरमंदिरम् ॥**

ભાવાર્થ—આ અસાર સંસારમા સાસરાના ઘરનો વાસ જ સાર છે

આ સાભળી તેણે ઉત્તર આપ્યો —

**हरः शेते हिमगिरौ हरिः शेते पयोनिधौ ॥ १ ॥**

ભાવાર્થ—હર કહેતા શંકર હિમાચળમા એટલે સસરાના ઘરને આગણે અને હરિ કહેતા લક્ષ્મિપતિ વિષ્ણુ ભગવાન સમુદ્રમા સસરાને ત્યા સુવે છે (લક્ષ્મિ સમુદ્રમાથી નીકળી છે તેથી સમુદ્ર લક્ષ્મિનો પિતા.)

આ સાભળી ભોજરાજા ઘણો જ પ્રસન્ન થયો. આ પ્રમાણે રાત્રિના ત્રણ પહોર પુરા થયા એટલે પુત્ર પણ સુઈ ગયો અને તેની સ્ત્રીને જાગવાનો વારો આવ્યો. બ્રહ્મપુત્રના સુઈ ગયા પછી રાજાએ તે પુત્રવધુને કહ્યું.—

**असारे खलु संसारे सारं सारंगलोचना ॥**

ભાવાર્થ—આ અસાર સંસારમાં બધું નકામું છે અને એકલી મૃગાક્ષિ નાર જ સકામ છે.

આ શબ્દો સાંભળી પુત્રવધુ જે ઘણી જ ચતુર હતી તે સમજી ગઈ કે આ કઠીઆરો ન હોય પણ એ તો નક્કી ભોજ-રાજા જ છે માટે એને જવાબ તો આપવો જ જોઈએ એમ ધારી તે બોલી.—

**यस्या कुक्षौ समुत्पन्ना भोजराज भवादृशा ॥१॥**

ભાવાર્થ—આપ ભોજરાજા જેવા અસંખ્ય શ્રેષ્ઠ પુરૂષો જે નારીઓએ જણ્યા છે તેઓ જ શ્રેષ્ઠ છે

એ પુત્રવધુએ પોતાને આમ ઓળખી કાઢ્યો છે જાણી ભોજરાજા શહેરના દરવાજા ઉઘડ્યા એટલે ત્યાંથી ઉઠીને તરત જ જતો રહ્યો શહેરમાં જઈને પોતે એક મોટી સ્વારી કાઢી અને આ સરસ્વતીકુટુંબને પોતે શહેરમાં લઈ જઈ તેમનો તેણે સારી રીતે આદરસત્કાર કરી એક ઘર રહેવાને આપ્યું અને તેમને વર્ષાસન બાંધી આપ્યું.



# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.

## ભાગ ૩ જો.

### રાજા ભોજનું સ્વપ્ન

મહારાજા ભોજ, કર્ણ રાજા જેવો દાનેશ્વરી કહેવાતો હતો "ગૌબ્રાહ્મણ પ્રતિપાલ" એ નામનુ તેણે પુરૂ સાર્થક કર્યું હતુ તેના રાજ્યમા કોઈ ભુખ્યુ સુતુ ન હતુ તે દરેક વૃત્તાદિ નિયમ પાળતો હતો અને પોતાની પ્રજા પણ તે પાળે તે માટે સારી ચોકસાઈ રાખતો હતો

એક દિવસ સાજને સમે રાજા ભોજ રાજબાગમા સુદર કમળોથી ભરપુર તળાવને કિનારે બેસી પાણીના નીકળતા તરગો જોતો હતો આ વખતે તે એકલો જ હતો અને વિચારના વમળમા બેઠા બેઠા તે મનમા બોલવા લાગ્યો, "આહાહા ! મે મારા કુળને એવુ તો પ્રકાશિત કર્યું છે કે જેમ સૂર્યના પ્રકાશથી આ કમળો ખીલે છે તેમ મારી કીર્તિના પ્રકાશથી મારૂ નામ પણ ખીલે છે ! મનુષ્ય, પશુ અને પક્ષી એમને સુખી કરવામા જ મે મારો જન્મારો ગાળ્યો છે ! મે જેટલું ધર્મદાન કર્યું છે તેનો કોઇને ખ્યાલ પણ આવી શકે તેમ નથી જેટલા વ્રત નિયમ કરી મેં મારી કોમલ કાયાને દુખ દીધુ છે, જેટલા તીર્થના સ્થલ

મે કર્યા છે તેટલા કોઈ સાધુએ પણ કર્યા નહિ હોય! મારાથી બીજો કોઈ મોટો પુન્યાત્મા આ સસારરૂપી મહાસાગરમા મળવો મુશ્કેલ પડશે! મોક્ષ હવે મારાથી દૂર નથી! આ ક્ષણભંગુર જગતમા જન્મ લઈ મે જે જે કામો કર્યા છે તે મારે ઉત્તમ ઈશ્વર પદ પામવા લાયક છે!"

આ પ્રમાણે રાજા ભોજ આજ અભિમાનમા ગરકાવ થઈ ગયો હતો તેની આખમા તે વખતે ઉઘનુ ઝોકું આવ્યુ, પણ ત્યા આવતા કોઈ માણસના પગલા સાભળી તેની ઉઘ ઉડી ગઈ. આ આવનાર માણસ તેનો છડીદાર હતો. તેની પાછળ રાજાનો મોટો પ્રધાન હતો. છડીદારે પ્રધાનની સલામ પુકારી એટલામાં તો પ્રધાને આવી રાજાને નમસ્કાર કર્યા તે હાથ જોડી બોલ્યો, "મહારાજાધિરાજ, આપની આજ્ઞા પ્રમાણે સડક બધાઈ તૈયાર થઈ છે આપણા માણસો તે બાબતની ખબર લઈ હમણા જ અહિ આવ્યા છે તેની બન્ને બાજુએ આબા, લીબડા, વડ, પીપળા વગેરેના મોટા ઝાડો રોપાવી દીધા છે. તેને લીધે સડક ઉપર છાયા થઈ રહી છે થોડે થોડે દૂર કુવા વાવ વગેરે જળાશયો બંધાવેલા છે મુસાફરો તે રસ્તે જતા સૂર્યના તાપથી કંટાળેલા કુવા અને વાવની પાસે ઝાડની શીતળ છાયા તળે બેશી પાણી પી આપને આશીર્વાદ આપે છે હવે આપે બીજી શી આજ્ઞા કરવાની છે?"

પ્રધાનના આ શબ્દોથી ભોજ રાજા બહુ જ આનદ પામ્યો અને બોલ્યો, "પ્રધાનજી, એ તો બધુ થયુ પણ હવે જ્યા સુધી મારી હદ છે તે હદના દરેકે દરેક રસ્તા ઉપર વાવ કુવા વગેરે જળાશયો બધાવવા હુકમ મોકલો મારી રૈયત જ્યા જાય ત્યા સુખી રહે એમ કરવુ"

પ્રધાન તો "આજ્ઞા મહારાજ" કહીને ત્યાથી ચાલી ગયો

થોડીવારમા ત્યા દાનાધ્યક્ષ આવ્યો તેને પણ નિત્ય કરતા વધારે દાન આપવાનુ કહી ભોજરાજાએ તેને ત્યાથી રવાના કર્યો.

થોડીવારમા ત્યા પાચ સાત બીજા નાના મોટા અનેક અમલદારે આવ્યા. તેમને તેમના કામ સોંપી દીધા સૌથી છેલ્લો જે અમલદાર આવ્યો તેને મહારાજાએ પૂછ્યુ, "તમને મદિર બાધવા કહ્યુ હતુ તેનુ તમે શુ કર્યુ ?"

પેલા અમલદારે જવાબ દીધો, "મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે કામ શરૂ કરવામા આવ્યુ છે. પાયો પણ પૂરાઈ રહ્યો છે થોડા વખતમા હવે ચણતર શરૂ થશે પથ્થરો ફોડાય છે. અને લુહારો લોઢા કામ તૈયાર કરે છે."

રાજાએ જરા આખો ચઢાવી કહ્યુ, "લોઢા અને પથ્થરનુ શુ કામ છે ? મે તમને કહ્યુ ન હતુ કે ત્યા આગળ આપણે એક ભવ્ય મદિર બાધવુ છે ? આ મંદિરમા તો પથ્થરને ઠેકાણે આરસપહાણ અને લોઢાને ઠેકાણે સોના રૂપાનો ઉપયોગ કરો. અને તે મંદિર એવુ તો થાય કે મારૂ નામ આ સસારમા અમર થઈ જાય ઈશ્વર પણ મારા ભક્તિ ભાવથી ભોળવાઈને પ્રસન્ન થઈ જાય !"

આસપાસ ઉભેલા હાજીઆઓ પુકારી ઉઠ્યા, "ધન્ય છે મહારાજ, આપની ઉદારતાને ! આપની ઉપર નહિ તો બીજા કોની ઉપર ઈશ્વર પ્રસન્ન થશે ? આ કળિકાળને આપે જ સત્ય યુગનુ સ્વરૂપ આપ્યુ છે ! આપ ખરેખર મહાન ધર્મરાજરૂપ છો !"

રાજા પોતાની આવી સ્તુતિ સાભળી આનદ પામ્યો પછી ઇશ્વરી ભજનની શરૂઆત થઈ આમ કરતા મધ્યરાત્રિ થવા આવી ત્યા ભોજને આખમા નિદ્રા આવવા લાગી. તે ત્યાથી ઉઠીને મહેલમા ગયો તો ત્યા રાણી અને દાસીઓ તેની સેવા કરવા લાગી. થોડીવારમા જ તેને નિદ્રા આવી ગઈ. નિદ્રામા સ્વપ્નની શરૂઆત થઈ.

સ્વપ્નમા જુએ છે તો આરસપહાણનુ પેલુ કીમતી મદિર બંધાઈ તૈયાર થઈ ગયુ છે. લોખડને ઠેકાણે સોનુ અને રૂપુ વાપરવામા આવ્યુ છે. હીરા, માણેક અને મોતીઓથી તેની અદર ઉત્તમ નકશી કરેલી છે અને સરસ કારીગરોએ પોતાની બધી કારીગરી તેમા વાપરી દીધી હતી ભોજ તો ધડકતે દીલે આ બધુ જોવા લાગ્યો. ત્યાથી મદિર પાસ આવેલા બાગમા તે ફરવા લાગ્યો બાગમા બધી જાતના ફળફૂલથી ભરપુર ઝાડો જોઈને હર્ષથી તે ઘેલો ઘેલો થઈ ગયો. તે બાગમા અસખ્ય ફુવારાઓ ઉડી રહ્યા હતા તરેહવાર જાતના પક્ષિઓ ત્યા કલ્લોલ કરી રહ્યા હતા પોતાની કૃતિની આ બધી શોભા જોતા જોતા ભોજ મનમા પ્રફુલ્લિત થયો. તે બોલવા લાગ્યો, "અરે, મે આટલુ બધુ કર્યુ છે છતા મને મોક્ષ નહિ મળે એ સભવિત છે? શુ સ્વર્ગમા જવાને મને કોઈ હવે અટકાવશે ?"

આ પ્રમાણે વિચાર કરતો રાજા બાગમા ઉભો હતો એટલામા આકાશમાથી કોઈ તેજસ્વી ચીજ નીચે ઉતરતી જણાઈ તેનુ તેજ સૂર્યના તેજ કરતા પણ વધારે હતુ પેલી જ્યોતિ રાજાની તરફ આવી તેમાથી એક દૈવી આકાર નીકળ્યો, તેને જોઈ રાજાએ નમસ્કાર કર્યા અને કહ્યુ, 'મહારાજ, આપ કોણ છો ?"

તે દૈવી પુરુષે ગભીર સાદે ઉત્તર દીધો, "હુ સત્ય છું. હુ આધળાઓની આખો ખોલુ છું મૃગતૃષ્ણાથી ભટકેલા જીવને હુ રસ્તે પાડુ છું અભિમાનનુ પડ આખો ઉપર હોય છે તેને હુ દૂર કરનાર છું. હે ભોજ ! તારામા હીમતનો જરા પણ અશ હોય તો તુ મારી સાથે ચાલ હુ તને માણસોના અતઃકરણ રૂપી મદિરોમા લઈ જાઉ અને હુ તેનો ખરો ભેદ તને બતાવુ "

તેના આવા શબ્દો સાભળી ભોજ સ્તબ્ધ થઈ ગયો તે કાઈ બોલી ન શકયો. તેના દીલમા એક જાતનો ભય લાગ્યો. તેની આવી હાલત જોઈ સત્યે કહ્યુ, "હે ભોજ! તારા મનમાં તુ ડરે છે તારૂ પોતાનુ અતઃકરણ જાણવા માટે તને ભય લાગે છે!"

ભોજે જરા હીમત રાખી જવાબ દીધો, "નહિ નહિ, એ વાતની મને જરાકે બીક નથી જે માણસ પોતાને નથી જાણતો તે બીજાને શુ જાણશે? મારૂ અતઃકરણ જે જાણતો હશે તે જ જાણશે વ્રત, ઉપવાસ વગેરે પાળી પાળીને મે મારી કોમલ કાયાનો નાશ કર્યો છે ગરીબ કગાલોને દાન આપી મારો ખજાનો મે ખાલી કર્યો છે દરેક પવિત્ર તીર્થમા હુ ગયો છુ અને ત્યા સ્નાન કર્યા છે અરે, કોઈ પણ જળાશયમા સ્નાન કર્યા વગર મે તે છોડયુ નથી. આટલુ બધુ મે કર્યું છે એટલે કોણ મને પુન્યાત્મા નહિ કહે?"

સત્ય મદ હાસ્ય કરીને બોલ્યો, "ઠીક છે ભોજ, પણ તુ મને એટલુ તો બતાવ કે ઈશ્વરની નજરમા તુ કેવો છે? તડકા વગર હવામા કદી પણ તૃસરેણુ (તડકામા ઉડતા દેખાતા બારીક તંતુઓ) દેખાય છે? પણ સૂર્યનુ કિરણ પડતા જ તે દેખાશે. કપડાથી ગાળેલા પાણીમા કદી બારીક જીવ જંતુ દેખાશે? નહિ! સાદી આખે તે દેખાશે નહિ, પણ જો સુક્ષ્મદર્શક યંત્રથી તમે જોશો તો એક ટીપામા અગણિત કીડાઓ માલમ પડશે તેમ તારા મનની પણ આપણે જ્ઞાનચક્ષુરૂપી સૂક્ષ્મદર્શક યત્ર વડે તપાસ કરીએ, તો તેથી તારૂ મન તને ખુલ્લુ દેખાશે. જો તારામા હીમત હોય તો તુ મારી સાથે ચાલ."

આમ કહી સત્યપુરુષ આગળ ચાલ્યો ભોજ તેની પાછળ પાછળ ગયો. તે ભોજને પેલા મદિરના ઉચા ઓટલા ઉપર

ચઢાવી ત્યાથી ઉચેના ઝરૂખા ઉપર લઈ ગયો તે ઝરૂખા ઉપરથી આખા બાગનો દેખાવ દેખાતો હતો. ત્યા ગયા પછી સત્યે કહ્યુ, "ભોજ, તારા પાપ કર્મ વિષે હુ હાલ કાઈ પણ બોલતો નથી. તુ તને પોતાને નિષ્પાપ સમજે છે તો મારે પણ તને હાલ તે પ્રમાણે ગણવો જોઈએ પણ તે પુન્યના કયા કામો કર્યા છે તે તો તુ મને બતાવ કે જેથી સર્વ શકિતમાન ઇશ્વિર તારી ઉપર પ્રસન્ન થઈ તને મોક્ષ આપે?"

રાજા પ્રથમ તો જરા ખેદ પામ્યો પણ પછી રાજી થયો. પોતે કરેલા પુન્યના કર્મો બતાવવાને તે અધીરો હતો અને તે જ સવાલ તેને પુછવામા આવ્યો તેથી તે પ્રફુલિત થયો તેની નજર સામે ત્રણ ગંજાવર કદના ઝાડો દેખાતા હતા તેની ઉપર એટલા બધા તો ફળ લાગ્યા હતા કે તેમના ભારથી તે ઝાડો નમી પડ્યા હતા. પોતાના પુન્યના કર્મોના ઝાડોને એ ફળ લાગ્યા હતા તે જોઈ ભોજને વધારે આનદ થયો તે પ્રફુલિત વદને બોલ્યો, "હે સત્યદેવ, આ સામે દેખાતા ઝાડો ઇશ્વરની ભક્તિ, જીવ, દયા અને મનુષ્ય અને ઇશ્વરની પરસ્પરની પ્રીતિથી ઉત્પન્ન થયલા વૃક્ષો છે. જુઓ, તેને લાગેલા ફળોથી તે કેવા જમીન સુધી નમી ગયા છે? એ ઝાડો મારા રોપેલા છે. પેલું લાલ ફળવાળું વૃક્ષ મારા મનનુ પરિણામ છે! બોલો, બીજુ પેલું પીળા ફળવાળું મારા ન્યાયનુ પરિણામ છે અને ત્રીજું સફેદ ફળોવાળુ મારા તપનુ પરિણામ છે! બોલો, હવે તમે શુ કહો છો?"

આ વખતે ભોજના મનમા એવી ખાત્રી જ હતી કે આ જોઈ સત્યથી કાઈ બોલાવાનુ નથી પણ સત્ય કાઈ બોલતો બંધ ન રહ્યો. તે બોલ્યો, "ભોજ, આ વૃક્ષો જોઈ મને નવાઈ લાગે છે. જે વખતે હુ અહી આવ્યો તે વખતે આ વૃક્ષો તદ્દન સુકા હતા, તે આટલી વારમા આટલા બધા ફ્લોથી

કેમ ભરાઈ ગયા ? મને તો એમ લાગે છે કે તને ખુશી કરવા માટે કોઈએ એની ઉપર ફળો લટકાવી દીધા છે ! એ સિવાય બીજુ કાંઈ સભવતુ નથી. લાવો આપણે તેમની પાસે જઈ જોઇશુ તો આપણી તે વિષેની પક્કી ખાત્રી થશે."

**ભોજ સત્ય** સાથે ઝાડ આગળ આવ્યો. **સત્ય** જેવો તે ઝાડને હાથ લગાડવા ગયો તેવા જ બધા ફળો જમીન ઉપર પડી ગયા. તેના પ્રભાવથી જમીન બધી લાલચોલ થઈ રહી. **ભોજ** તો આ જોઈ આશ્ચર્ય જ પામ્યો. **સત્યે** કહ્યુ, "રાજા આ શુ ? જેમ મીણથી કાઇ ચીજ વળગાડી લઇએ અને તેને તાપ લાગતા મીણ પીગળી જાય તેમ જ આ તો થયુ ! તેં પોતે ભૂલાવો ખાઈને આ ફળો લટકાવી દીધા હતા પણ તે તો સત્યના તેજથી પડી ગયા ! **ભોજ**, તુ કેટલો ભૂલ્યો હતો ? તે દાન, ધર્મ અને જીવદયા તથા ઇશ્વરભક્તિ કરી તે મોક્ષ પામવા માટે કે લોકોને બતાવવા માટે ? લોકોને બતાવવા માટે કરી તો આ પ્રમાણે થયુ ! મૂર્ખ, આ ભરોસા ઉપર તુ સ્વર્ગમા જવા માગતો હતો નહિ ?"

આ બધુ નજરે જોઈ **ભોજ** રાજા તો ગભરાઈ જ ગયો. તેણે નિશ્વાસ નાખ્યો. તે તો બીજાને ભૂલેલા સમજતો હતો પણ તે પોતે જ ભૂલ્યો છે એમ તેની હવે ખાત્રી થઈ પછી **સત્યે** પેલા પીળા ફળવાળા વૃક્ષ તરફ પોતાનો હાથ લબાવ્યો તો તેની પણ તેવી જ ગતિ થઈ પછી **સત્યે** કહ્યુ, "કેમ **ભોજ**, આ તારા ન્યાયના ફળ કે ? રાજા, તેં પોતે ભુલાવો ખાઈને એ ફળો લગાડી દીધા હતા તુ જાણે તો છે કે મનુષ્યના કર્મ પ્રમાણે જ તેમને મુક્તિ મળે છે. તુ સારી રીતે જાણે છે કે ન્યાય છે એ જ સારા રાજ્યનો પાયો છે. જો ન્યાય ન કરે તો રાજ્ય કેવી રીતે ટકી શકે ? પણ તે જે ન્યાય કર્યા છે તે તારા સ્વાર્થ અગત વાસ્તે કર્યા છે !"

આ બધુ જોઈ તથા સાભળી ભોજરાજાથી કાઈ બોલાયુ નહિ અને તે ફક્ત નીચુ જ જોઈ રહ્યો તેને શો જવાબ આપવો તે પણ તેને જડયો નહિ પછી ત્રીજા ઝાડનો વારો આવ્યો તેની પણ ઉપલા બે ઝાડોના જેવી જ ગતિ થઈ. રાજા પણ તે જોઈને અત્યંત શરમાઈ ગયો પછી સત્યે કહ્યુ "ભોજ, આ ફળ તારા તપથી નહિ પણ અહકારથી આ વૃક્ષ ઉપર લાગ્યા હતા ઈશ્વરભક્તિ અને જીવ-દયા માટે તે કયુ વ્રત કે કયુ તપ કર્યું છે તે તુ બતાવી શકીશ ? આ તપ અને ક્રિયાકર્મ તે એટલા માટે જ કર્યા છે કે જગતમા બધાથી તુ પોતાને મોટો સમજે. એવા પોતાના મનમા મોટાઈ લાવનાર કયા તપના જોરથી મુક્તિ મેળવવાનો તે વિચાર રાખ્યો છે ! ઠીક, એ તો જાણે આપણે સમજ્યા ! પણ પેલા મદિરમા પક્ષીઓ બેસાડ્યા છે તેની શી મતલબ ? એ પશુપંખીઓ કેવા સુદર દેખાય છે ! એ તદ્દન ઝવેરાતના બનાવેલા હોય એમ જણાય છે ! "

આ સાભળી ભોજના દીલમા એક નવી આશાએ ઘર કર્યું થોડું હૃપદ જે નીકળી ગયુ હતુ તે પાછુ આવ્યુ આશાનુ અકુર ફુટતા તે બોલ્યો, "હે સત્યદેવ, એ જે પક્ષીઓ દેખાય છે તે મારા સધ્યાવંદનના પ્રભાવથી છે પ્રાત અને મધ્યાન્હ અને સાયકાળની સધ્યા મેં જે કરી છે તે એ દેખાડે છે એ સધ્યાનો પ્રભાવ આ પક્ષીઓની પેઠે પાખ પહોળી કરી સ્વર્ગ તરફ જુએ છે અને મને સ્વર્ગેસ્વર બનાવવા માગે છે "

સત્યે કહ્યુ, "ભોજ, સાભળ તે નિરંજન નિરાકાર સર્વ શક્તિમાન ઇશ્વર પોતાના ભક્તોની વિનતી સદા સાભળતો રહે છે મનુષ્ય શુદ્ધહૃદય અને નિષ્કપટતાથી પોતાના કરેલા પાપનો પશ્ચાત્તાપ કરી જો ઇશ્વર સ્તુતિ કરે છે તો તે સ્તુતિ ઈશ્વર ધ્યાનથી સાભળીને તેના ઉપર દયાથી જુવે છે અને એ રીતે તે દિનબધુ કરૂણાસાગર તેની પ્રાર્થના માન્ય કરે છે તો પછી આ લોકોને દેખાડવાનો ઠાઠમાઠ તારે શા માટે જોઇએ ? ઠીક, એ

તો જાણે સમજ્યા! પણ આપણે મંદિરના પક્ષીઓ તરફ જઈને જોઇએ કે એ સ્થિર બેઠા છે કે ખબુતરની પેઠે ઉડ ઉડ કર્યા કરે છે અથવા તો સ્વર્ગની તરફ ઉડી જાય છે "

આ સાભળી ભોજ ગભરાયો તો ખરો પણ સત્યની સોબત તેણે ન છોડી પછી તેઓ મદિરમા આવી પહોચ્યા ત્યા તેમની નજરે નવાઇ જેવો એક દેખાવ જણાયો દૂરથી સુદર દેખાતા પક્ષીઓમાના કેટલાક જીવ વગરના થઇને જમીન ઉપર પડ્યા હતા ત્યારે કેટલાક સૂકાઈ ગયા હતા અને કેટલાક કોહી જવાથી તેમના મૃત શરીરમાથી દુર્ગંધ નીકળતી હતી કેટલાક પોતાને ઠેકાણે જ બેઠા હતા તેઓ ઉડવાની કોશેશ કરતા હતા પણ પાખ ભારી થઈ જવાથી જ્યાના ત્યા જ બેસી રહ્યા હતા એ પક્ષીઓની હાલત ભોજને દેખાડી સત્યે કહ્યુ, "ભોજ, આવા તારા પુન્ય દાન છે કે? તારી સખ્યાના જે ભરોસા ઉપર તુ કુદી રહી મોક્ષ મેળવવાની આશા રાખતો હતો તે આની ઉપર કે? જેમ આ પક્ષિઓ જોવાના છે તેમ તારી કરેલી સખ્યા પણ લોકોને દેખાડવાની જ છે! ખરા મનથી ઇશ્વરપદની પ્રાપ્તિ મેળવવા માટે તે કાઈ જ કર્યું નથી જો તેં એક વાર પણ ખરા મનથી ઇશ્વરની ભક્તિ કરી હોત તો તે ઇશ્વર પાસે તુ જરૂર પહોચત પણ આ તો તે મિથ્યાભિમાન રાખી સૌ કર્યુ છે."

રાજાથી તેને કાઈ જવાબ અપાયો નહિ તે નીચુ જોઈ ગુપચુપ ઉભો જ રહ્યો સત્યે કહ્યુ, "ચાલ ભોજ, આપણે આ મદિરની અંદરના ભાગમા જઈને હવે જોઇએ આ મનરૂપી મદિરની અદર એટલા તો નાના મોટા ઓરડાઓ અને ભોયરાઓ પડ્યા છે કે તેનો પાર સર્વશક્તિમાન ઘટઘટવ્યાપી ઇશ્વર સિવાય બીજો કોઈ પામી શકતો નથી તો પણ તારો કરેલો પરિશ્રમ કાઈ વ્યથા જનાર નથી. તેનાથી તને કાઇપણ ફળ તો થશે જ."

ભોજ સત્યની સાથે ખેચાતો ખેંચાતો અદર દાખલ તો થયો પણ તેની બધી શુદ્ધિ જતી રહી હતી. તે દિઙ્મૂઢ જેવો થઈ

ગયો હતો.આ સ્વપ્નમા દેખાતો બનાવ તેને બધા ખરા બનાવ જેવો લાગ્યો. પણ જેવો સત્ય મદિરમા દાખલ થયો તેવો જ અંદરનો ચળકાટ બધો ઉડી ગયો સોનાનુ બધુ તેજ ઉડી ગયુ. જ્યા જુએ ત્યા કટાયલુ લોઢું હોય એવો બધો દેખાવ થઈ રહ્યો. ભીતો બધી ખવાઈ ગયલી જણાઈ અને કેટલેક ઠેકાણેથી ઈંટો જ દેખાતી હતી. જે ઠેકાણે હીરા માણેક વગેરે ઝવેરાતો જડેલા હતા તે ઠેકાણે કાળા ટપકાઓ દેખાતા હતા આરસપાહાણના થાભલાઓ બધા પોકળ હતા અને કીમતી સગે મરમરની જમીનમા ઉડા ખાડાઓ પડી ગયા હતા આ બધી ચીજો જોઈ ભોજ તો અત્યત ગભરાઈ ગયો તે તદ્દન કીકર્તવ્યમૂઢ થઈ ગયો જરાવાર સુધી તેવી હાલતમા રહ્યા પછી તે થોડી હીમત લાવી બોલ્યો, "હે સત્ય, આ મદિરની અદર આ કાળા ટપકા શાના દેખાય છે? શીતળા નીકલવાથી તેના ચાટા પણ એટલા પાસે પાસે નથી હોતા એટલા બધા આ શાના ટપકા પડેલા છે?"

સત્યે કહ્યુ, "એ જે ટપકા દેખાય છે તે બધા તારા દુર્વચનો છે. તારા મોઢામાથી નીકળતી ગાળો—લોકોને આપેલી ધમકીઓ એ એ છે। ક્રોધે ભરાઈને લોકોને તે કેવા વચનો કહ્યા છે તે તને યાદ છે? વળી તુ કેટલુ જુઠું બોલ્યો છે તે તને યાદ છે? પોતાની એબ ઢાકી લોકોની નજરમા સાચો ઠરવા માટે તેં કેવા મોટા કૌતુકો ઉભા કર્યા છે તે તો તને સાભરતા જ હશે? બીજાથી તુ શ્રેષ્ઠ છે એ બતાવવા તેં કેવી કેવી વાતો કરી છે? તને પોતાને તો તેમાની એક પણ વાત યાદ નહિ હોય પણ સર્વ શક્તિમાન ઈશ્વરને ત્યા તો તે દરેક વાત તેના ચોપડામા લખાઈ ચુકી છે ભૂત, ભવિષ્ય કે વર્તમાન એમાનુ કાઈ પણ જગતના તે મહાન પિતાથી અજાણ્યુ નથી."

ભોજ થોડીવાર વિચારમા પડી પછી બોલ્યો, "એ તો ઠીક, પણ જમીનમા આ ખાડા શાથી પડ્યા? સોના ચાદી કટાઈ જઈને આ ઈંટો કેવી રીતે દેખાઈ?"

સત્યે કહ્યું, "રાજા, તેં કોઈને પણ કોઈ દિવસ કઠણ વચન નથી કહ્યું? વચન રૂપી બાણ તેં કોઈને નથી માર્યાં? બંદુકની ગોળી અને ઝેરી બાણના જખમ કરતા એ વચનરૂપી બાણ વધારે સાલે છે। તુ તો આ ખાડાઓને જ જોઈને રડે છે, પણ તારા વચનરૂપી બાણ તો ઘણા લોકોની છાતીને વીધીને આરપાર નીકળી ગયા છે તેના જખમો પણ હજી રૂઝાયા નથી મનુષ્યોના અભિમાનનુ લીપણ તે કેટલી વાર ટકી શકે? આ ઈંટો અને આ પથ્થરો તે તારા સ્વાર્થ અને અશ્રદ્ધા છે।"

આટલા વખતમા તો આખું મદિર નાના મોટા તીડો અને પતગીઆ વગેરે પ્રાણીઓથી ભરાઈ ગયુ હતુ અંદર અદર કેટલાક વીછી અને કાનખજુરા પણ દેખાયા આ જોઈ ભોજ ગભરાઈને બુમ પાડી ઉઠ્યો, "અરે આ શુ? આ પ્રાણીઓ અત્રે કેમ આવી શકયા? એમને અહી કોણે આવવા દીધા?"

સત્યે ઉત્તર દીધો, "ભોજ, તારા વગર તે બીજો એમને કોણ અહિ આવવા દે? તુ પોતે જ એમને તારી સાથે લેતો આવ્યો છે। એ બધા તારા મનની બુરી વાસના છે! તુ તો એમ જ સમજતો હતો કે સમુદ્રની લેહેર જેમ બેસી જાય છે તેમ તારા મનના સંકલ્પ વિકલ્પ પણ બેસી જતા હશે. આ બધા જે નાના મોટા પ્રાણીઓ તને દેખાય છે તે તારા કામ, ક્રોધ, મદ, મોહ, ઇર્ષા, લોભ, મત્સર, અભિમાન, સકલ્પ, વિકલ્પ વગેરે છે. એ બધા રાત દિવસ તારા મનના મદિરમા વાસો કરીને પડ્યા રહે છે શુ તે તારા જન્મમા કોઈ રાજા તરફ દ્વેષ દેખાડયો નથી? તેનુ રાજ્ય લેવા તે લોભ કર્યો નથી? આપ વડાઈનુ તે અભિમાન રાખ્યુ નથી? પરકિયા (પારકી સ્ત્રી) ને સુદર જોઈને તને તેની ઉપર આસકિત થઈ નથી?"

આ સાભળી રાજાની આખ કાંઈક ઉઘડી. તે નિરાશ થઈને બોલ્યો, "આ સસાર સાગરમા એવો કોઈ પણ મનુષ્ય

પ્રાણી નહિ હોય જે છાતી ઠોકીને કહી શકશે કે મારૂ અંત કરણ શુદ્ધ છે અને મારૂ મન નિષ્પાપ અને તદ્દન પવિત્ર છે। આ સંસારમાં કાંઈ પણ કર્યા વગર વસવુ એ ઘણુ મુશ્કેલ છે। શુભ કાર્ય કરતા પણ પાપ થઈ જાય છે આ સસારસાગરમા પાપ રહિત પણ કોઈ નથી અને તે સર્વ શક્તિમાન દિનબધુ કરૂણાસાગર ઈશ્વરની સામે કોઇ પણ પુરૂષાત્મા પવિત્ર નથી. ”

મંદિરમાંથી અવાજ સભળાયો, “ નહિ, કોઈ નથી. ”

પછી સત્યે એક ભીત તરફ નજર કરી તો તે આરસ પહાણથી બાધેલી ભીત પાર દર્શક જેવી દેખાઈ. ભોજને તે દેખાડી સત્યે કહ્યુ, “ ભોજ, આ પારદર્શક ભીતમા શુ દેખાય છે તેનો પણ તુ તમાસો જો। જે કર્તવ્યકર્મોને તારે કરવા લાયક હતા તે પણ તેં નથી કર્યા તેનુ તને પાપ લાગ્યુ છે તે આ જો.”

ભોજે તે આરસી જેવી ભીતમા જોયુ તો વરસાદના જોરથી નદીમા પુર આવે અને પાણી વહી જાય તેમ એક તરફથી આવીને બીજી તરફ અલોપ થઈ જતા અગણિત મનુષ્યો દેખાયા. તેઓ બધા ભૂખ્યા અને નાગા હતા. આ અન્નવસ્ત્રના ક્ષુધાતુરોને અન્નવસ્ત્ર આપવાને બદલે ભોજની તરફથી એવાઓને દાન અપાયુ હતુ કે તેમને જો તે દાન ન મળ્યુ હોત તો પણ ચાલી શકત જે લોકોને ભોજ દાન આપતો તે લોકો તેની ખુશામત કરતા અને તેથી ભોજ આનંદ પામતો અને તેમને વધારે આપતો પણ ખરેખર જેને અન્નવસ્ત્રની જરૂર હતી તેને તો કાંઈ મળી શકતુ ન હતુ આવા કગાળો ઉપર રાજ્યના અમલદારો જુલમ ગુજારતા પણ તેની ઉપર રાજા પોતાનુ ધ્યાન આપતો ન હતો. જે ઠેકાણે રૈયતના સુખના સાધનો હતા ત્યા જ તે બીજા વધારે કરાવી પોતાની નામના કરતો પણ જ્યાં ખરેખર કરવાની જરૂર હતી તે તરફ ધ્યાન આપતો ન હતો. આ બધી ચીજો એક પછી એક તેની નજરે આવવા લાગી. આટલા

દિવસ સુધી તે રાજ્યાધિકારના મદથી બધું ભૂલી ગયો હતો પણ આ સ્વપ્નમાં તેની જરૂરીઆત જાણી તેને પશ્ચાત્તાપ થયો. તે મનમાં ગભરાયો.

પછી સત્યે કહ્યું, "રાજા, આટલાથી જ તુ કેમ ગભરાય છે ! આ તરફ આવ, આ બીજી આરસીમાં તને તારા એવાં પાપો બતાવુ કે તે તે તારા આખા જન્મમાં કર્યા હોય."

પણ ભોજે જે જોયુ હતુ તે પુરૂ હતુ. વધારે જોવાની તેની ઇચ્છા કે તાકાત ન હતી. તે હાથ જોડીને બોલ્યો, "દૈવી પુરૂષ, હવે બસ, આપ બસ કરો। વધારે જોવાની મારામા શક્તિ નથી! મેં જે જોયુ છે તે એટલુ બધુ છે કે વધારે જોવાની મારી ઇચ્છા થતી નથી. હવે મને તમે ક્ષમા કરો, પણ એક વાત મને કહો કે અહી આવી તમે મને આ બધુ શા માટે બતાવ્યુ? આ મદિર જે મે બાંધ્યુ છે તે શુદ્ધ હો અથવા અશુદ્ધ હો પણ મેં તે સર્વ શકિતમાનને જ માટે બાંધ્યુ છે અને તે અર્પણ પણ તેને જ કર્યું છે, તો તે મારા આનદમા આપે શા માટે ભંગ કર્યો ?"

સત્યે કહ્યુ, "પણ આ મંદિરમા ઇશ્વર ક્યા બેઠો છે તે તો બતાવ? જો ઇશ્વર એમા આવી બેઠો હોય તો પછી એ મદિર અપવિત્ર થાય જ કેમ? મૂર્ખ તેં જે કામ કર્યું છે તે માત્ર તારી પ્રતિષ્ઠા વધે એટલા માટે જ કર્યું છે તારી લોભી ધારણાથી તં તારી પોતાની જ પૂજા કરી છે. આ મદિર કાંઈ ઇશ્વરના સિંહાસનને લાયક નથી, પણ તે સર્વ શકિતમાન ઇશ્વરના કોપ-રૂપ વીજળી પડવાને લાયક છે।"

તે જ પળે જાણે બધી પૃથ્વી કંપી ઉઠી હોય એવો અવાજ થયો. તે જ પળે પેલા મંદિરની ચારે તરફની ભીતો પડી ગઈ. તેની નીચે દબાઈ જતો એ મહામુશ્કેલીએ બચ્યો. તે મોટેથી ત્રાહી ત્રાહી બોલી ઉઠ્યો. તરત તેની આખ ઉઘડી ગઈ. તે ધાસ્તીથી ધ્રુજતો ધ્રુજતો બેઠો થયો ત્યા તો તેનુ સ્વપ્નુ જતુ રહ્યુ.

આ વખત પ્રભાતનો હતો. પક્ષીઓ ચીચી કરી રહ્યા હતા. અરુણોદય થઈ રહ્યો હતો ચારે બાજુએથી મંદ મંદ પવન વાતો હતો એક બાજુએ નોબત વાગી રહી હતી. બંદીજનો રાજાના યશોગાન ગાતા ઉભા હતા. પણ આજ રાજાના મનનુ ઠેકાણુ ન હતુ સ્વપ્નની દરેક વાત તેને યાદ હતી તેનુ પોતાનુ બધુ શરીર ભારી થઈ ગયુ હોય એમ જણાતુ હતુ. પોતે અતિ થાકેલો જણાયો તેણે ઉઠતા વેત જ પહેલો હુકમ કાઢયો કે હાલ જે કોઈ પડિત અહિં હાજર હોય તેને બોલાવો. મહેલમા ત્રણ પડિતો તે વખતે હાજર હતા તેઓને લાવી મહારાજાની સામે ઉભા કર્યા એક પંડિતને રાજાએ સવાલ પૂછયો, "પડિતજી, એવો કોઈ ઉપાય છે કે જેથી કરીને ઇશ્વરી કોપમાથી પાપી મનુષ્ય પોતાનો છુટકો કરી શકે?"

પડિતે નમ્રતાથી કહ્યુ, "ધર્માવતાર, એ ડર તો આપના શત્રુઓને હોય! આપ તો પુન્યાત્મા છો। આપે એવો ડર શા માટે રાખવો જોઈએ?"

આ સાભળી ભોજે ક્રોધમા આવી કહ્યુ, "પડિતજી, ઘણુ થયુ! આવી જુઠી વાત મને સમજાવવી માડી વાળો! મારી આખી જીદગી તો તમે એવી ખોટી વાતો કહી મને ભમાવ્યો અને તેથી પણ વધારે આગળ વધી હજી તમે મને પાટા બધાવવા ધારો છો? સત્યની કૃપાથી મારી એ ભૂલ સુધરી છે ચાલો, જાઓ, અહીથી નીકળો!"

પડિત તો નીચુ જોઈ જતો રહ્યો પછી ભોજે કહ્યુ, "પડિતજી તો મને પુન્યાત્મા બનાવવા બેઠા। હું કોણ? મારી શી શક્તિ તેનો તો મારે વિચાર કરવો?"

બીજો પડિત બોલ્યો, "મહારાજ, પરબ્રહ્મ પરમાત્મા જે કરૂણાસાગર છે તેનો પાર કોણે કાઢયો છે? તે શુ નાના પાપો મોટા પુન્યથી ધોઈ નથી નાંખતો? તેની એક કૃપાદૃષ્ટિ એ જ બેડો પાર છે।"

રાજાએ તો તેને પણ ધમકાવીને ત્યાંથી કાઢી મૂકયો પછી કહ્યું, "આ પંડિતોએ તો ઇશ્વરને એવો અન્યાયી બનાવી મૂકયો છે કે જાણે તે પાપીને સજા જ કરતો ન હોય! ઇશ્વર પણ જાણે ગરીબ અને પૈસાદારનો ઇનસાફ પક્ષ રાખીને કરતો હોય! શુ આ સસારમા બાવળ રોપી આબાની આશા રાખવી? આબો રોપનાર આંબો જ ખાય છે અને બાવળ રોપનાર કાટા મેળવે છે તેમ સ્વર્ગમા પણ મનુષ્ય જેવુ કર્તવ્ય કરશે તેવુ પામશે! આપણા શાસ્ત્ર પુરાણો એવું જણાવે છે કે ઇશ્વરને ઘેર અન્યાય જ નથી! જે જેવું કરશે તેવુ જ તે પામશે"

ત્રીજા પંડિતે કહ્યું, "મહારાજ, ઇશ્વરને ત્યા તો આપણે જેવુ કરીશુ તેવુ જ પામીશુ એમા તો કાઇપણ શક નથી. ઇશ્વર અન્યાયી નથી, પણ ત્યારે શાસ્ત્રમા બતાવેલા હોમ, જપ, તપ, વ્રત વગેરે શા ખપના? એટલા માટે જ કે તેથી કરેલા પાપ કપાય અને પુન્ય થાય."

રાજા જરા ધીમો પડીને બોલ્યો, "પડિતરાજ, ગઇ કાલે જો તમે એમ બોલ્યા હોત તો તે હુ માન્ય કરત, પણ આજ તો મારૂ મન જપ તપ કે હોમ હવનથી પાપી માણુસ પુન્યાત્મા થતુ હોય એમ માનતુ નથી કોઈ જપ તપ એવુ નથી કે જે કરવાથી હ્રદય શુદ્ધ બની મનમાથી અભિમાન નીકળી જાય। મનુષ્ય જાતને સમજાવી લેવુ સેહેલુ છે પણુ ઘટઘટ વ્યાપી પરમેશ્વરને તે કેવી રીતે સમજાવી લેવાય? માણુસનુ મન જ જ્યારે પાપથી ભરેલુ છે ત્યારે તેનાથી પુન્ય કર્મ શી રીતે થઇ શકે? પંડિતજી, પ્રથમ મારી વાત સાંભળો અને પછી કોઈ એવી યુકિત બતાવો કે જેથી મુકિત મળે."

આમ કહી રાજાએ સ્વપ્નનો બધો હેવાલ ત્યાં એકઠા થયલા માણુસો આગળ કહી સભળાવ્યો. આ બધી વાત સાભળી પડિત તો દિઙ્મૂઢ જ બની ગયો. તેનાથી કાંઈ ઉત્તર

ન દેવાયો. તેણે બોલવાનુ તો ઘણુ મન કર્યું પણ શુ બોલવુ તે તેને સુજ્યુ નહિ. આ વખતે કોઈ ગરીબ જેવો બ્રાહ્મણ જે ચુપચુપ આવીને એક બાજુએ બેઠો હતો તે આખરે ઉભો થઈને બોલ્યો, "મહારાજ, ઇશ્વર એવો તો દિનબંધુ છે કે જેને પોતાની પાસે બોલાવવાની મરજી થાય તેને તે રસ્તો પોતાની મેળે જ બતાવી આપે છે. આપ નિરાશ ન થાઓ, પણ મનમા ઉમગ આણી તે રસ્તો શોધો. આ પડિતોના કહેવા ઉપર વિશ્વાસ ન રાખી તે ઇશ્વર ઉપર જ ભરોસો રાખો. તેનાથી આપને શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થશે. ઇશ્વર આપને સારી બુદ્ધિ આપી ઇશ્વરી રાહ ઉપર ચલાવે એ જ મારા ખરા અતઃકરણના આશીર્વાદ છે."

આમ બોલી તે બ્રાહ્મણ બેશી ગયો. બધા તેની તરફ જોવા લાગ્યા પછી ભોજ રાજાએ તેને બોલાવીને બેસાડ્યો વધારે ચોકસાઈ કરી જોતા તો તે કાલિદાસ જણાયો. તે છુપે વેશે બહાર નીકળ્યો હતો તેથી તેને કોઈએ ઓળખ્યો નહિ. આખરે ભોજે તેને ઓળખી કાઢયો અને તે દીવસ પછી તેની શીખામણ પ્રમાણે તે ચાલવા લાગ્યો.

---

## મરણની કવિતા.



એક દિવસે વાત ઉપરથી વાત કરતા ભોજે કાલિદાસને કહ્યુ, "હે કવિરાજ, મારા ઉપર કૃપા કરી મારા મરણની કવિતા બોલો."

કાલિદાસે કહ્યુ, "મહારાજ, ક્ષમા કરો. આ કામ મારાથી બનવાનુ નથી."

ભોજરાજે હઠ કરી કહ્યુ, "નહિં કાલિદાસ, તમારે તે બોલ્યા વગર છુટકો જ નથી."

આ પ્રમાણે તેની રાજહઠ જોઈ કાલિદાસને ગુસ્સો ચઢયો અને તેથી તે મહેલ મુકી જતો રહ્યો. તેમ ધારાનગરમા પણ તે ના રહ્યો.

કાલિદાસ આ પ્રમાણે રીસાઈને જતો રહ્યો તેથી રાજા ભોજ દુઃખી થયો. થોડા દિવસ તો જેમ તેમ ચલાવી લીધુ પણ આખરે તેનો વિયોગ તેનાથી સહન ન થયો આથી રાજા પોતાનુ બધું રાજપાટ પ્રધાન વર્ગને સોપી પોતે યોગિનો વેશ ધારણ કરી કાલિદાસ જે ગામમા જઈ રહ્યો હતો તે તરફ ગયો.

કાઈક લાગ જોઈ તે કાલિદાસને મળ્યો. કાલિદાસે તેને ન ઓળખ્યો વાત ઉપરથી વાત કરતા કાલિદાસે પૂછ્યુ, "યોગિ મહારાજ, આપ કયા દેશના રહેવાસી છો? આપ અહિં કયાંથી પધાર્યા છો?"

યોગિરૂપ રાજાએ ઉત્તર દીધો, "હે કવિરાજ, આ પૃથ્વી એ જ અમારો દેશ છે અમે જ્યા રહીએ ત્યા ઠીક છે."

કાલિદાસે પૂછ્યુ, "હાલ આપ ક્યાથી ચાલ્યા આવો છો?"

યોગિએ ઉત્તર દીધો, "હાલ હુ ધારાનગરથી ચાલ્યો આવ્યો છું. ત્યા એક મોટો ઉત્પાત થયો છે."

કાલિદાસે આતુરતાથી પૂછ્યુ, "એવો તે ત્યા શો બનાવ બન્યો છે?"

યોગિએ કહ્યુ, "પૃથ્વીપતિ ભોજરાજા કૈલાસવાસી થયા છે."

ભોજ રાજાના મરણની ખબર સાંભળતા કાલિદાસ એકદમ મૂર્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડ્યો. થોડીવારે સાવધ થઈ વિલાપ કરવા લાગ્યો, "હે રાજ! હવે અમ જેવા પડિતોની કદર કોણ કરી જાણશે? અમે તમારા વગર જીવીને શુ કરીશુ? હાય! ધારાનગરી તુ રડાઈ!"

આમ વિલાપ કરી તે બોલ્યોઃ—

**अद्य धारा निराधारा निरालम्बा सरस्वती ।**
**पंडिता खंडिताः सर्वे भोजराजे दिवंगते ॥ १ ॥**

ભાવાર્થ—**ભોજ**રાજા કૈલાસવાસી થયા એટલે ધારા-નગરી કોઈના પણ આશ્રય વગરની (નિરાધાર) થઈ પડી, સરસ્વતીને કોઈનો આશ્રય રહ્યો નહિ, અને બધા પંડિતો ખંડિત થઈ ગયા (કારણ તેમને કોઈનો આશ્રય ન રહ્યો)

જે વખતે કાલિદાસે ઉપર પ્રમાણેનો શ્લોક કહ્યો તે વખતે જ પોતાની ઉપર કાલિદાસની આવી પ્રીતિ જોઈ યોગિરૂપ **ભોજ**રાજા મૂર્છિત થઈ ધરણી ઉપર નીચે પડ્યો.

આ પ્રમાણેની તેથી અવસ્થા જોઈ કાલિદાસ ચમક્યો અને આભો બન્યો. વધારે બારીકીથી જોતાં તેણે તેને ઓળખ્યો કે એ તો **ભોજ**રાજા પોતે જ છે તેથી રાજાને સાવધ કરીને કાલિદાસે કહ્યું, "મહારાજ, આપે મને છેતર્યો પણ એ શ્લોક બોલવામા મારી થોડી ભૂલ રહી ગઈ છે. તે હવે મે સુધારી છે અને તે આ પ્રમાણે છે—".

આમ કહી તે જ શ્લોકમા થોડા અક્ષરો ફેરવી કાલિદાસે તે બોલી દેખાડયો:—

**अद्य धारा सदाधारा सदालम्बा सरस्वती ।**
**पंडिता मंडिताः सर्वे भोजराजे भुवंगते ॥ १ ॥**

ભાવાર્થ—**ભોજ** રાજા આ પૃથ્વીમા હોવાથી ધારા નગરી ઉત્તમ આધાર વાળી થઈ છે, સરસ્વતી અત્યુત્તમ આશ્રમ વાળી થઈ છે અને બધા પંડિતો તેથી શોભા પામ્યા છે.

પોતાની ઉપર કાલિદાસની અતિ પ્રીતિ છે જાણી **ભોજ**-રાજાને તેને માટે અતિ પ્રેમ ભરી લાગણી થઈ આવી પછી તેને પોતાની સાથે લઈને **ભોજ** રાજા ત્યાંથી નીકળ્યો અને કેટલેક દિવસે એ બન્ને જણા ધારાનગરીમા આવી પહોચ્યા.

---

## કડી કડાડ ધપ.



એક દિવસે ભોજ રાજા પોતાની પટરાણી લીલાવતી સાથે રત્નજડિત હિંડોલા ઉપર બેસી હીચકા ખાતો હતો. સોનાની સાકળનો થોડો ભાગ અદરની બાજુથી ઘસાઈ ગયો હતો. તે વાતની કોઈને ખબર ન રહી હીચકા ખાતા ખાતા થોડીવાર પછી ઉપરની કડી એકદમ તુટી ગઈ અને “ કડડ ધપ્પ ” એમ અવાજ થયો. તે શબ્દ ઉપરથી રાજાએ એક ચરણ ઉભુ કર્યું:—“ તબ કડી કડાડ ધપ્પ. ”

થોડીવાર પછી રાજા દરબારમા આવ્યો. આ વખતે હજી દરબાર ભરાવાને થોડીવાર હતી. એકેક કરીને દરબારીઓ અને પડિતો આવવા લાગ્યા. થોડીવારમા જ બધા પડિતો દરબારમા એકઠા થયા એટલે રાજાએ તેમને પુછ્યું, “ મારા મનમા આજ એક કવિતાનુ એક ચરણ યાદ આવ્યુ છે તેના આગલા ત્રણ ચરણો આપનામાથી કોઈ ઉપજાવી કાઢો. ”

આમ કહી તે ચોથુ ચરણ રાજા બોલ્યો:—

“ તબ કડી કડાડ ધપ્પ. ”

બધા પડિતો તેના આગલા ત્રણ ચરણો ગોઠવવા લાગ્યા. તેમને થોડીવાર થઈ પણ કોઇ બરાબર જવાબ આપવા શકિતવાન ન થયો એટલે કાલિદાસે ઉભા થઈ કહ્યું, “ મહારાજ મારૂ સાભળો —

**भोजराज भुजंग भयो, लीपट गयो कामिनी कंठ,**
**जब आयो प्रेमरसमो, तब कडी कडाड धप्प.**

આ પ્રમાણે તે વખતે કાલિદાસ હાજર ન હતો છતાં તેણે યથાસ્થિત બધુ બરાબર કહી દીધુ ને જોઇ રાજા અને સર્વ દરબારીઓ તથા પડિતો બધા આશ્ચર્ય પામ્યા. રાજાએ

કાલિદાસને તેની ચતુરાઈ માટે વાહવાહ કરી અને તેને અત્યંત ધન્યવાદ આપ્યો.

---

## દુરાચરણી સ્ત્રી.

ભોજ રાજાની એક રાણી દુરાચરણી હતી. તે ઘણા દુષ્ટ ચરિત્રની ભરેલી હતી. ભોજરાજાની આગળ તે પોતાનુ એટલું તો પતિવ્રતપણુ બતાવતી હતી કે રાજા તેની ઉપર સદા ખુશી રહેતો હતો. અને તેને સૌથી નાજુક રાણી લેખે ગણતો હતો.

એક દિવસે રાજા તે રાણીના મેહેલમા બેસી તેની સાથે વિનોદ કરતો હતો. એટલામા બારી ઉપર બેસી એક કાગડો બોલ્યો. તે કાગડાનુ બોલવુ સાભળી રાણી જાણે ઘણી જ બ્હી ગઈ હોય તેમ રાજાને વળગી પડીને બોલી, "નાથ, નાથ, આ કાગડા કેવી કઠોર વાણી બોલે છે ? એ વાણી મારાથી તો મુદ્દલ સહન થઈ શકતી નથી."

વગેરે સ્ત્રીચરિત્રરૂપ વચનો તેણે રાજા આગળ કહ્યા. તેની આવી નાજુકાઈ જોઈ રાજા તેના ઉપર વધારે મોહ પામ્યો. તેણે તેને મીઠા અમૃત વચનોથી શાત કરી. થોડીવાર પછી રાજા ત્યાથી ઉઠી પોતાના વિચારભુવનમા આવ્યો. ત્યા કાલિદાસનુ આવવુ થયુ. તેને આવેલો જોઈ રાજાએ પુછ્યુઃ—

**दिवा काकरुताद्भीता,**

ભાવાર્થ—દિવસના કાગડાના સ્વરથી ભયભીત થનારી તે સાભળી કાલિદાસે ઉત્તર આપ્યો

**रात्रौ तरति नर्मदाम्**

ભાવાર્થ—( આવી સ્ત્રી ) રાતને વખતે નર્મદા જેવી નદી પણ તરી જાય છે.

આ સાંભળી ભોજરાજાએ તે વિષે વધારે વાત ન છેડી પણ કાલિદાસના શબ્દોથી તેને વેહેમ પડ્યો હતો. થોડીવાર પછી કાલિદાસ વાતો કરીને ગયો. રાજાએ તે રાતના જાગતા રહેવાનો ઠરાવ કર્યો.

તે દુરાચરણી રાણીના મેહેલમાં તે રાતના તે સુવાનો હતો. રાત પડતા રાજા થોડીવાર અગાઉથી જ જઈને સુતો. થોડીવાર પછી રાણી ઓરડામા આવી, તેણે ઝાંઝરનો ઝણકારો કર્યો પણ રાજાએ જાગવાની નીશાની જરા પણ ન દેખાડી આ જોઈ રાણી પોતાના કેટલાક ઘરેણા ઉતારી, પેટીમા મુકી તથા કપડા બદલીને સુઈ રહેવાને બદલે બહાર જવા તૈયાર થઈ. રાણીએ આટલીબધીવાર લગાડી પણ રાજાએ તો ઉંઘનો જ ડોળ રાખ્યો તેની તરફ છેલ્લી નજર નાખીને રાણી ત્યાથી ચાલી ગઈ રાજાએ પણ ભીખારીનો પોશાક તૈયાર રાખ્યો હતો. રાણી બહાર નીકળી કે રાજા તરત બીછાનામાથી ઉઠયો અને પેલો પોશાક પહેરી લઈ રાણીની પાછળ પાછળ ગયો.

રાણીની બરોબર તે પાછળ જ હતો. રાણી નદી તરફ ચાલી આ વખત રાજા તેને જાહેર થયો ભીખારીના વેશમા રાજા હતો તેથી રાણીએ તેને ઓળખ્યો નહિ. તે રાણીની આગળ આવ્યો. આ વખતે રાણી કાછડો વાળીને નદીમા ઉતરવા તૈયાર થઇ હતી. રાજા તેની આગળ આવીને બોલ્યો " બાઈ, મારા છોકરા છૈયા નદીની પેલી મેર રહ્યા છે. હુ આ શેહેરમા ભીખ માંગવા આવ્યો હતો પણ રાત પડી જવાથી હવે કેમ કરવુ તે મને સુઝતુ નથી. "

રાણી તેની તરફ જોતી બોલી, " તારે શુ નદીને પેલે પાર જવુ છે ? "

રાજા બોલ્યો, " હા, જો તમે કોઈ રીતે મને તે પાર લઇ જશો તો હું તમારો ઉપકાર માનીશ. "

રાણી તેની તરફ દયા દેખાડતી બોલી, " તુ કાઈ ફીકર ન કર. હુ તને નદીની તે પાર લઈ જઈશ."

આ સાભળીને તે ભીખારી ( રાજા ભોજ ) આનદ પામ્યો હોય એમ દેખાયો. પછી બન્ને જણા નદીમા પડ્યા રાણી તેને તરાવીને પેલે કાઠે લઈ ગઈ.

રાજા ત્યાંથી આડે રસ્તે ચાલ્યો. રાણી એક જોગીના ઝુંપડા તરફ ચાલી. રાજા તેની પાછળ ગયો રાણીએ ઝુપડામાં જઈ પોતાની સાથે ખાવાનુ લાવી હતી તે પેલા જોગીને ખવરાવવા લાગી પછી તેની સાથે ભોગ વિલાસ કરી પોતે પાછી ફરી.

આ બધુ રાજાના જોવામા આવ્યુ. તે રાણીની પહેલા કિનારે આવી ઉભો, અને જાણે કોઈની વાટ જોતો હોય એવો દેખાયો. રાણી પાસે આવી તેને જોઈને તે બોલ્યો, " મારા છોકરા છૈયા મારી વાટ જોઈને પાછા શેહેર તરફ ગયા છે. માટે મને તમારી સાથે ફરીથી નદી પાર લઈ જશો ? "

રાણીએ દયાની લાગણીથી તેમ કરવા કબુલ કર્યુ

અડધે રસ્તે આવતા રાજાનો પગ મગરે પકડયો. આ જોઈ ભીખારી ( રાજા ) એ રાણીને કહ્યુ, " મારો પગ મગરે પકડ્યો છે તેથી હુ તરી શકતો નથી. "

આ ઉપરથી રાણીએ પોતાની પાસેની એક પેટી રાજાના પગ તરફ ફેરવી કે તેના જાદુના જોરથી મગરે રાજાનો પગ મુકી દીધો. આ પેટી પેલા જોગીએ આપી હતી તેના જાદુના જોરથી રાણી નદીમા ઉતરીને આ પારથી પેલે પાર જતી હતી.

થોડીવારમા બન્ને જણા કિનારે આવી પહોચ્યા, રાજા રાણીથી ઉતાવળે પગલે મેહેલમા આવ્યો અને કપડા બદલી ગુપચુપ સુઈ ગયો. તેને આવે થોડીવાર થઈ એટલે રાણી પણ કપડા બદલીને તે ઓરડામા આવી અને ગુપચુપ પોતાના બીછાના ઉપર સુતી.

રાજાએ પોતાની રાણીનુ બધુ સ્ત્રીચારિત્ર્ય જોયુ હતુ રાણીએ પેલી પેટી કયા સતાડી હતી તે તથા રાતના કપડાની વીગત પણ તે જાણતો હતો. પ્રભાત થતા રાજાએ ઉઠી પ્રથમ કામ તો પોતાનુ નિત્ય નિયમ કરવાનુ કર્યું. પછી વિચારભવનમા જઈ બેઠો, ત્યા થોડીવારે કાલિદાસે આવ્યા તેને જોઈ રાજાએ સવાલ પુછયો.

**तत्र संति जले ग्राहाः ।**

ભાવાર્થ—ત્યા મગરો ઘણા હોય છે.

કાલિદાસે તુરત જવાબ આપ્યોઃ—

**मर्मज्ञा सैव सुंदरी ॥**

ભાવાર્થ—એનો અર્થ જાણનારી તે જ સ્ત્રી છે.

કાલિદાસની આવી અદ્ભૂત શકિત જોઈને રાજા આશ્ચર્ય પામ્યો. તેના પોતાના શિવાય રાતની વાત બીજો કોઈ જાણતો ન હતો. તેમ જ તે એવુ વાકય પણ બોલ્યો ન હતો કે તેમાથી કાઈ પણ સમજી શકાય.

કાલિદાસ પોતાની રાણીની વાત જાણી ગયો છે એમ રાજાના મનમા આવ્યુ અને તેથી તે શરમાઈ ગયો.

પછી તે વ્યભિચારીસ્ત્રીના મેહેલમા જઈ તેના બધા પુરાવા રાજાએ તેને બતાવી તેને યથાન્યાય શિક્ષા કરી.

---

## થાળીનો શબ્દ.



એક દિવસે મહારાણી લીલાવતી પોતાના સુંદર અને કોમળ હાથમાં ફુલની સોનાની થાળી તથા હીરાજડિત આરતી લઈને ભોજ રાજાના આવાસમાં જતી હતી પત્થરના દાદર ઉપર એ ચઢતી હતી એટલામા એકાએક તેના હાથમાથી થાળી પડી ગઈ.

પથ્થરના દાદર ઉપર તે સોનાની થાળીના પડવાથી ટઠં ટઠંઠ ઠટઠ ટઠઠઃ આ પ્રમાણે અવાજ થયો.

પાછળ દાસીઓ હતી તેઓ રાણીને ખમાખમા કરતી મહારાણી પાસે આવીને સૌ ઉભી. એક દાસી બીજી થાળી લેવા ગઈ.

*   *   *   *   *

બીજે દિને ભોજરાજા દરબારમા આવી બેઠો. થોડીવાર પછી રાજસભામા સર્વ મડળી આવીને બેઠી એટલે મહારાજાએ પ્રશ્ન પુછયો:—

ठठं ठठंठं ठठठं ठठंठ.

" આ એક શ્લોકનુ ચોથુ ચરણ છે એના પ્રથમના ત્રણ ચરણો કયા છે તે કહો."

આ સાભળી સર્વ વિચારમા પડ્યા. થોડીવાર સુધી કોઈ ન બોલ્યુ એટલે કાલિદાસે જવાબ આપ્યો

" મહારાજ સાભળો."

भोजस्य भार्या मद विह्वलायाः
करे स्थितं चंदनहेमपात्रं ।
सोपानमार्गे प्रकरोति शब्दं
ठठं ठठठं ठठठं ठठंठ. ॥

ભાવાર્થ—ભોજની ભાર્યા (સ્ત્રી) કામવેદનાથી વ્યાકુલ બનેલી, હાથમા પૂજાર્થે સોનાનો થાળ લઈને દાદર ચઢતી હતી એટલામા તેના હાથમાથી એ થાળ પડી ગયો અને તેથી ઠઠ ઠઠઠં ઠઠઠ ઠઠંઠઃ એ પ્રમાણે અવાજ થયો."

કાલિદાસની આ અદ્ભુત શકિત જોઈ રાજા અત્યત પ્રસન્ન થયો, અને તેથી તરત જ એક કીમતી સરપાવ મગાવીને તેને આપ્યો.

---

## મારૂં દારિદ્ર બાળ



એક બ્રાહ્મણ અતિ ગરીબ હતો. તે થોડી ઘણી વિદ્યા ભણ્યો હતો તે બીચારો પોતાના ગુજરાન માટે અત્યંત મહેનત કરતો હતો અને મહા મુશ્કેલીએ તેમા ફાવતો. તેથી કંટાળી જઈ તેણે ધારાનગરમા ભોજરાજાની પાસે આવવાનો વિચાર કર્યો. પણ રાજાને ત્યા જવુ એટલે કાંઈ પણ ભેટ તો લઈજ જવી એવો તેને વિચાર સુઝયો. રાજમદિર, દેવમદિર વગેરે ઠેકાણે જતા કાંઈ પણ ભેટ લીધા વિના ન જવુ તે વિષેનો શ્લોક તેને યાદ આવ્યો

**रिक्तपाणिर्न पश्येत राजानं देवतां गुरुं।**
**दैवज्ञ भिषजं मित्रं फलेन फलमादिशेत्॥ १॥**

ભાવાર્થ—કાંઈપણ ભેટ લીધા વગર રાજા, દેવમદિર, ગુરૂ, જોશી, વૈદ્ય અને મિત્રને ત્યા જવુ નહિ

માટે રાજાની પાસે કાંઈ પણ ભેટ તો લઈજ જવી એમ તેણે ઠરાવ કર્યો. પણ ભેટ શી લઈ જવી ? પોતે અતિશય ગરીબ હતો. તે બે પૈસા ખરચી શકે તેવો પણ ન હતો. સુદામાના તાદુલ જેમ શ્રીકૃષ્ણે હોસથી ખાધા હતા તેમ રાજા કાંઈ ખાવાની ચીજોથી પ્રસન્ન થાય ?

પણ ત્યારે તે બીજી તે શી ચીજ લઈ જાય ? તેને થોડીવાર વિચાર કરતા કોઈ ચીજ એવી ન દેખાઈ કે જેથી રાજા પ્રસન્ન થાય આખરે જ્યારે કાંઈ ચીજ ન મળી ત્યારે તે ખાવાની જ ચીજ લઈ જવા તૈયાર થયો. તેના ગામમા શેરડો સારી થતી હતી. તેના બે ચાર કટકા પોતે માગી લાવ્યો અને તે પોતાના જુના પુરાણા ધોતીઆને છેડે બાધી પોતે ધારાનગર તરફ ચાલ્યો. બીજે દિવસે તે ધારાનગર આવી પહોચ્યો

તે પાધરો દરબાર ગઢ આગળ આવ્યો. તે દિવસે દરબાર ભરાવાને વાર હતી, અને રસ્તાનો તે થાકેલો આવ્યો હતો તેથી તેને ઉંઘ આવતી હતી. તેથી જ્યા બીજા માણસો પણ દરબાર ભરાવાની રાહ જોઈ બેઠા હતા ત્યા જઈને પોતે બેઠો, પણ ત્યાં તેને ઉંઘ આવવા લાગી. આ ઉપરથી પોતાની પાસે બેઠેલા માણસોને તેણે કહ્યુ, "ભાઈઓ, હુ અત્રે જરા સુઈ જાઉછુ. દરબાર ભરાય ત્યારે કૃપા કરી મને જગાડજો."

તેમણે તેમ કરવા કબુલ કર્યું એટલે શેરડીના કટકાવાળું પેલુ પોટલુ પોતાના માથા નીચે મુકી તે સુઈ ગયો તે ઉંઘી ગયો એટલે ત્યા એકઠા થયલા માણસોએ તેની ગમત કરવા વિચાર કર્યો તેના માથા નીચેનુ પોટલુ ધીમેથી તેમણે ખેંચી લીધુ અને તેમાથી શેરડીના કટકા કાઢી લઈ બાવળના લાકડાના કટકા બાંધી દીધા અને પાછું એ ઠેકાણે મુકી દીધું

થોડીવાર થઈ અને કચેરી ભરાઈ એટલે પેલા લોકોએ તે બ્રાહ્મણને જાગૃત કર્યો તે બીચારો ગભરાઇને બેઠો થયો અને પેલુ પોટકુ જોયા વગર જ બગલમા મારી દરબારમા આવ્યો ત્યા બધાના દેખતા પોટલુ છોડી પેલા લાકડાના કટકા રાજાની આગળ મુકયા તે તો બીચારો પોતાના શેરડીના ભાનમાં હતો તેથી પોતે શુ મુકે છે તે ઉપર તેણે ધ્યાન ન આપ્યુ. પણ બાળવાના લાકડાના કટકા જોઈ આખી દરબાર આશ્ચર્ય પામી. રાજા ભોજ પોતાની સામે લાકડાના કડકા પડેલા જોઈ ગુસ્સે થઈ ગયો. તે શુ કરવુ તેના વિચારમા હતો, બ્રાહ્મણ પણ શેરડીને બદલે લાકડાના કકડા નીકળ્યા તેથી ગભરાઈ ગયો. રાજાના મનનો વિચાર તથા બ્રાહ્મણનો આવો ગભરાટ જોઈ કાલિદાસે વચ્ચે પડવા વિચાર કર્યો. તે ઉભો થઈને બોલ્યો, "મહારાજ આ ગરીબ બ્રાહ્મણે આપની પાસે આ લાકડાના કટકા મુકી એક સમસ્યા કહી છે તે આ પ્રમાણે છે.—

**दग्धं खांडवमर्जुनेन हि वृथा कल्पद्रुमैर्भूषितं ।**
**दग्धा वायु सुतेन हेमनगरी लंकापुरी स्वर्णभूः ॥**
**दग्धो लोकसुखो हरेण मदनो, किं तेन युक्तं कृतं ।**
**दारिद्र्यं जनतापकारकमिदं केनापि दग्धं न हि ॥ १ ॥**

ભાવાર્થ—કલ્પ વૃક્ષથી શોભાયમાન એવુ જે ખાંડવ વન તે અર્જુને અગ્નિને આપી દઈને બાળી નંખાવ્યુ; (તેમ જ) રાવણને વસવાની સાવ સોનાની જે લંકા તે વાયુ સુત હનુમાને બાળી નાખી; (વળી) બધા લોકને સુખ આપનાર જે કામદેવ તેને શંકર કહેતા મહાદેવજીએ બાળી નાખ્યો, પણ તેથી કાંઈ લોકોના સુખની વાત થઈ નહિ, કારણ કે બધા લોકોને દુઃખ આપનાર જે દરિદ્રતા તેને કોઈએ પણ બાળી નાખ્યુ નથી.

માટે મહારાજ, આ બ્રાહ્મણનુ કહેવુ એવુ છે કે આ લાકડાના કટકાથી મારૂં દારિદ્રપણુ આપ બાળી નાખો.'

રાજા આ સાભળી આનંદ પામ્યો. તેના મનનો ક્રોધરૂપી તાપ શમી ગયો પછી તેણે પેલા બ્રાહ્મણને દશ હજાર મોહોર આપી ખુશી કર્યો તે લઈ બ્રાહ્મણ ચારે પાસ જોવા લાગ્યો એટલે રાજાએ આશ્ચર્ય પામી તેને તેમ જોવાનુ કારણ પુછ્યુ તેનો બ્રાહ્મણે જવાબ આપ્યો, "મહારાજ, આપે મને આ દ્રવ્ય આપ્યુ તેથી મેં પાછળ ફરીને જોયુ કે ઘણા વરસથી જે દરિદ્રપણુ મારી પાછળ લાગ્યુ હતુ તે હજી છે કે ગયુ!"

બ્રાહ્મણની આવી ભોળાઈ જોઈને આખી સભા હસી પડી. પછી તે બ્રાહ્મણને ત્યાંથી રવાના થયો.

---

## રામભટની વાત.

કોઈ નવો શ્લોક બનાવી લાવે તેને રાજા ભોજ એક લાખ રૂપીયા આપે છે એવી વાત બધે ઠેકાણે જાહેર હતી.

ગોદાવરી નદીના તીરે શ્રીનાશીકમાં રામભટ નામનો એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેણે પણ કોઈ નવો શ્લોક બનાવી ભોજ આગળ જવા વિચાર કર્યો કે જેથી એક લાખ રૂપીઆ તેને મળે અને તેની ગરીબાઈ દૂર થઈ જાય. પણ કઈ બાબત ઉપર પોતે શ્લોક રચવો તેનો તેને વિચાર થઈ પડ્યો તે કાઈક પ્રસંગની ખોળમા લાગ્યો

એક દિવસે તે બ્રાહ્મણ એક નદી કિનારે નાહીને જતો હતો, એટલામા તેની સામેથી એક માણસ ગોદાવરી ગંગામા પોતાના કોઈ મરણ પામેલા સગાના હાડકા નાખવા જતો મળ્યો તેની પાછળ જ દહી વેચનાર એક મહીઆરી જતી સામે મળી આ ઉપરથી તેને પ્રથમ ચરણ યાદ આવ્યુ તે આ પ્રમાણે.—

अस्थिवत् दधिवत् चैव ।

આ પ્રમાણે આ પ્રથમ ચરણ બનાવતો ઉભો રહ્યો એટલામાં એક સ્ત્રી હાથમા ચોખાનો લોટ લઈને જતી હતી તે તથા બીજી બાજુએ કોઢથી શરીર સફેદ થઈ ગયલો એક પુરૂષ તેની દૃષ્ટીએ પડ્યો. તેમને જોઈને તેને બીજુ ચરણ યાદ આવ્યુ.

पिष्टवत्कुष्टवत् तथा ॥

આ પ્રમાણે અડધો શ્લોક તો તૈયાર થયો, હવે બાકીનો અડધો શી રીતે પૂરો કરવો તેના વિચારમા ઉભો રહ્યો થોડીવાર વિચાર કરતા તેને યાદ આવ્યુ કે આ શ્લોકમા રાજાને એવો કાંઈ આશીર્વાદ આપુ કે જેથી તે પ્રસન્ન થઈને મને લાખ રૂપીઆ આપે. આમ ધારી તેણે ત્રીજુ ચરણ કર્યું

राजन्तव यशो भाति,

પણ આગળનુ ચોથું ચરણ તેને યાદ આવ્યુ નહિ, પછી થોડા દિવસ તેણે ચોથુ ચરણ રચવો માટે ગાળ્યા પણ તેને કાંઈ યાદ નહિ આવ્યુ, આખરે એક દિવસે તેને વિચાર થયો કે જેમ રાજાને આશીર્વાદ આપ્યો તેમ મારે પોતાને વિષે પણ કાંઈ

અંદર જોઈએ, મારી વૃદ્ધાવસ્થા થઈ પણ આ એક શ્લોક પુરો કરવાની પણ મારામા શકિત નથી. આ વૃદ્ધનુ જીવતર જ ધૂળ બરોબર છે

આમ વિચારતા તેને ચોથુ ચરણ યાદ આવ્યુ.

**वृद्धब्राह्मणशष्पवत् ॥ १ ॥**

હા ! આખરે શ્લોક થયો ખરો ! બ્રાહ્મણ તો તે શ્લોક તૈયાર કરીને આનદ પામ્યો ત્યાથી તે ધારાનગર આવ્યો. ત્યા તે એક ધર્મશાળામા ઉતર્યો. કાલિદાસ આવતા જતાની ખબર રાખતો હતો તે આ નવા બ્રાહ્મણને ત્યા આવેલો સાંભળી મળવા ગયો, અને વાતચિત કરતા તેનો બધો હેવાલ એ જાણી ગયો. પછી તેનો શ્લોક જોઈને એ બોલ્યો, "મહારાજ, તમારા શ્લોકના પ્રથમનાત્રણ ચરણ તો સારા છે પણ ચોથુ ચરણ તેમને મળતુ નથી આ ચોથા ચરણથી તો બધો અર્થ ઉલટાઈ જાય છે માટે આ ઠેકાણે તો આ પ્રમાણે હોય તો રાજા તુરત પ્રસન્ન થાય

" **शरच्चंद्रमरीचिवत्** "

માટે આ ચોથુ ચરણ વાપરો "

પેલા બ્રાહ્મણે કાલિદાસનુ કહ્યુ માન્યુ અને તે પ્રમાણે પોતાના ચરણને બદલે કાલિદાસનુ કરેલુ ચરણ વાપરવા વિચાર કર્યો.

બીજે દિને તે ભોજરાજાની રાજસભામા આવ્યો અને પોતે નવો શ્લોક બનાવી લાવ્યો છે એમ તેણે ત્યાં જાહેર કર્યુ

નવો શ્લોક બોલવાની તેને રજા મળતા તે બોલ્યો—

**अस्थिवत् दधिवत् चैव पिष्टवत्कुष्टवत् तथा ।**
**राजन्तव यशो भाति, शरच्चंद्रमरीचिवत् ॥ १ ॥**

બ્રાહ્મણ આ પ્રમાણે બોલ્યો તે સાભળી વિદ્વાન રાજા તરત જ પોતાના પામી ગયો કે પ્રથમના ત્રણ ચરણો આ

બ્રાહ્મણના કરેલા છે પણ ચોથુ ચરણ કોઈ બીજાનુ જ કરેલું છે. માટે કોઈ પણ રીતે મારે તેની ખાત્રી તો કરવી. આમ ધારી રાજાએ કહ્યુ, "બ્રહ્મદેવ, પ્રથમના ત્રણ ચરણ તો એક બીજાને મળતા છે પણ આ ચોથુ ચરણ તો તદ્દન જુદુ જ છે તેનુ શુ કારણ?"

પોતાનો શ્લોક ખોટો થયો કે શુ જાણીને રામભટ તો ગભરાયો, પણ હીમત રાખી કાલિદાસ તરફ આગળી કરીને બોલ્યો, "મહારાજ, આ ચરણ આમણે કર્યુ છે. મારૂં ચરણ તો જુદું જ છે."

આમ કહી પોતાનુ કરેલુ ચરણ તેણે બોલી દેખાડયું. તે સાભળી હસીને રાજા બોલ્યો. "હા, હવે શ્લોક મળ્યો છે તો ખરો ! આ કાલિદાસે તમને ફસાવવા ધાર્યા હતા કે શુ?"

રાજા મનમા તો સમજ્યો કે આ બ્રાહ્મણ અતિ ભોળો છે તેથી કાલિદાસે તેની ઉપર દયા કરી તેનો શ્લોક ફેરવી આપી મારી પાસેથી કાંઈ દ્રવ્ય અપાવવા ધાર્યુ છે, માટે એને આપવુ

પછી ખજાનચીને બોલાવી તે બ્રાહ્મણને કેટલુક દ્રવ્ય અપાવી ખુશી કર્યાં.

તે બ્રાહ્મણ રાજા ભોજને પોતાના ખરા મનથી આશિર્વાદ આપી પોતાને શેહેર પાછો ફર્યો. અને પોતાની વૃદ્ધાવસ્થાના દિવસો પોતે સુખમા ગાળવા લાગ્યો.

---

## એક મૂર્ખ બ્રાહ્મણની વાર્તા.



ખેડામા કેશવ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો, તેની ઉપર સરસ્વતી દેવીની મુદ્દલ કૃપા ન હતી. વિદ્યા તે શુ એ પણ તે જાણુતો ન હતો એટલુ જ નહિ પણ તેને શુદ્ધ બોલતા પણ આવડતુ ન હતુ. કહ્યુ છે કેઃ—

**मांसभक्षाः सुरापाना मूर्खाश्चाक्षरवर्जिताः ।**
**पशुभिः पुरुषाकारैर्भाराक्रांता च मेदिनी ॥ १ ॥**

ભાવાર્થ—માસ ખાનાર, તથા મદ્યપાન ( દારૂ પીનાર ) કરનાર, અને જેને એકપણ અક્ષરનુ જ્ઞાન નથી ( એટલે તદ્દન મૂર્ખ ) તેઓ મનુષ્યને આકારે પશુ તુલ્ય છે અને આ પૃથ્વીને ભાર રૂપ છે.

આવો તે બ્રાહ્મણ હતો તે ફરતો ફરતો ધારાનગર આવી પહોચ્યો ત્યા આવીને કાલિદાસને મળી તેણે પોતાની બધી વાત કહીને પછી બોલ્યો, "પંડિત મહારાજ, હુ દરિદ્રતાથી પીડાઉછું. તમારા જેવા પંડિત સિવાય મારૂ દુઃખ કોણ દૂર કરશે? માટે કૃપા કરી દયા આણી મહારાજા પાસેથી મને થોડુ દ્રવ્ય આપ અપાવશો તો ઈશ્વિર આપનુ કલ્યાણ કરશે અને મારૂ દરિદ્ર દૂર થશે."

તેના આવા દીન વચનો સાભળી કાલિદાસને દયા આવી તેણે પેલા બ્રાહ્મણને પોતાને ત્યા રાખ્યો ત્યા તેની સારી રીતે ખાતરબરદાસ્ત કરવાને તથા તેને સતાવીશ નક્ષત્રના નામ શીખવવાને પોતાના માણસોને તેણે હુકમ કર્યો.

બે ત્રણ મહિનામાં તો તે ઘણી મહેનતે બધા નક્ષત્રોના નામ એ મોઢે કરી રહ્યો. એક દિવસે કાલિદાસે વિચાર કર્યો કે આજ આ બ્રાહ્મણને મહારાજા આગળ લઈ જઈ થોડા દ્રવ્યની તેને પ્રાપ્તિ કરાવવી. તેથી પેલા બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને કહ્યુ, " આજ તમને મહારાજાની તરફથી તેડું આવશે માટે તે વખતે તમે ત્યા આવજો તે વખતે બીજુ કાઈ ન બોલતા તમને શીખવેલા સતાવીશ નક્ષત્રના નામ માત્ર તમારે બોલી જવાં અને બીજુ કાઈ તમારે બોલવુ નહિ."

આમ તેને શીખામણ આપી કાલિદાસ રાજદરબારમા આવ્યો. ત્યાં વાત ઉપરથી વાત કરતાં તેણે રાજાને કહ્યુ, "મહારાજ, મારે ત્યા એક વિદ્વાન બ્રાહ્મણ આવ્યો છે. તેની

વિદ્વત્તા જોઇ મને ઘણો આનંદ થયો છે મે તેને મારે ત્યાં બે દિવસ રાખ્યો છે "

આ સાભળી મહારાજા ભોજે કહ્યુ, "ત્યારે તેમને આપણે દરબારમા બોલાવીએ."

આમ કહી તેણે તે બ્રાહ્મણને બોલાવી લાવવા માટે એક અમલદારને હુકમ કર્યો હુકમ મુજબ પેલો અમલદાર પોતાની સાથે કેટલાક માણસો અને એક પાલખી લઈને તે મહાન વિદ્વાન પડિતને તેડવા ગયો થોડીવારમા પેલો કેશવ બ્રાહ્મણ કાલિદાસે આપેલા સારા પણ સાદા કપડા પહેરી પાલખીમા બેસીને દરબારમા આવ્યો. કેટલાક પડિતો તેને સામે લેવા ગયા. તેને માનથી લાવીને તેને માટે તૈયાર કરેલ આસને તેને બેસાડયો, તે બીચારાએ પોતાના આખા જન્મમા દરબાર જોઈ ન હતી. તે આ દરબાર જોઈને ગભરાઈ ગયો અને પોતાને શીખવેલુ બધું ભૂલી ગયો સતાવીશ નક્ષત્રના નામમાથી તેને માત્ર ચાર જ નામ તે વખતે યાદ આવ્યા અને ઉતાવળથી તે એ બોલી ગયો

"अश्विनी, पुनर्वसु, रेवती, कृत्तिका."

આ પ્રમાણે ચાર નામો તે બોલી ગયો તે સાભળી રાજા ભોજ આશ્ચર્ય પામ્યો કાલિદાસ તરફ જોઈને તે ધીમે સાદે બોલ્યો, "પડિતરાજ, તમે તો આ બ્રાહ્મણના હદથી પણ વધારે વખાણ કરતા હતા, પણ આતો તદ્દન મૂર્ખ જણાય છે. એનુ શુ કારણ?"

કાલિદાસે ઉત્તર આપ્યો, "મહારાજ, એ વિદ્વાન પુરુષે આ ચાર નક્ષત્રના નામ બોલી આપને આશિર્વાદ આપ્યો છે. એનો અર્થ આપના સમજવામા ન આવ્યા? એ તો આ પ્રમાણે છે

अश्विनी वसतु ते, नृप मंदिरे<br>
मंदिरे वसतु ते पुनर्वसु ।<br>
रेवतीपतिकनिष्ठसेवया,<br>
कृत्तिकातनयविक्रमो भव ॥ १ ॥

ભાવાર્થ—અશ્વિની કહેતા ઘોડા તે તારા ઘરમા નિરતર હોજો, અને પુનર્વસુ કહેતા લક્ષ્મિ તે પણ તારા મદિરમા નિરતર વસજો, અને રેવતીના પતિ જે બળરામ તેના નાના ભાઈ શ્રીકૃષ્ણ તેની સેવા વિષે નિરંતર તારૂ ચિત્ત લાગજો; અને કૃત્તિકાના પુત્ર જે કાર્તિકસ્વામી તેના જેવુ તારૂ પરાક્રમ થજો ”

આ પ્રમાણે કાલિદાસનો ખુલાસો સાંભળીને રાજા આનંદ પામ્યો અને કેશવને પગે લાગી તેને પાચ હજાર મોહોર આપીને ખુશી કર્યો. પછી તે ગરીબ બ્રાહ્મણ કાલિદાસનો ઉપકાર માની પોતાને દેશ પાછો ગયો અને ત્યા પોતાનો બાકીનો સમય તેણે સુખમા ગાળ્યો.

ભાગ ૩ જો સમાપ્ત

# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.

## ભાગ ૪ થો.

### મૂર્ખ સોમશર્માની વાર્તા.

દરિદ્રતાથી પીડાતો સોમશર્મા નામનો એક બ્રાહ્મણ હતો. તે ગામો ગામ ફરીને ભીખ માગી ખાતો હતો તે એક દિવસે ધારા નગરમા આવી ચઢ્યો રાજા ભોજ વિદ્વાન બ્રાહ્મણોનો યોગ્ય સત્કાર કરે છે એમ તે જાણતો હતો પણ તે પોતે મૂર્ખ હતો તેથી તેને રાજા કાંઈ આપશે નહિ એમ તે જાણતો હતો. પણ જો કોઈ રીતે પણ બને તો કાલિદાસ તેનુ દરિદ્રપણુ દુર કરી શકશે એમ તેને લાગ્યુ. તેથી તે કાલિદાસને મળ્યો, અને પોતાની ગરીબાઈની વાત તેની પાસે તેણે કહી.

તેની બધી વાત સાભળીને કાલિદાસે તેને પુછ્યુ, "પણ મહારાજ, તમે કાંઈ વિદ્યા ભણ્યા છો? અથવા તો કોઈ જાતનો હુનર આપ જાણો છો? તમારામા બીજા શા શા ગુણ છે?"

મૂર્ખ સોમશર્માએ શરમાઈ જઈને ઉત્તર આપ્યો, "મહારાજ, મેં મુદ્દલ વિદ્યાભ્યાસ કર્યો નથી, તેથી વિદ્વાનોને સભામાં દેખાડવા લાયક મારામા એક પણ ગુણ નથી. તેમ હું કોઈ હુનર પણ જાણતો નથી."

કાલિદાસે કહ્યુ, " ભાઈ, આપણે રાજસભામા જવુ હોય તો આપણામા કોઈ પણ ગુણ હોય તો જઈ શકાય છે. પણ તમે તો કાંઇ નથી જાણતા એટલે એક વખત રાજાની કૃપા મેળવી સતોષ પામજો અને તમારે દેશ તમે જતા રહેજો. "

તેણે તેમ કરવા કબુલ કર્યું એટલે કાલિદાસે તેનુ ઠામ ઠેકાણુ જાણી લઈને કહ્યુ, " તમને જ્યારે રાજા બોલાવવા મોકલે ત્યારે તમે આવજો. અને ત્યા આવતા વેત જ રાજા આગળ તમે શ્રીફળ મૂકીને આશીર્વાદ આપજો અને—

" आशीर्वादगाराया "

આ પ્રમાણે બોલજો પછી મારે જે કાઈ બોલવુ હશે તે હુ બોલીશ "

આમ કહી તેને જવાની રજા આપી તે રજા લઈને ત્યાથી ગયો. પછી કાલિદાસ રાજ દરબારનો વખત થતા ત્યા હાજર થયો. થોડીવાર પછી રાજાને આનદમા જોઈ કાલિદાસે કહ્યુ, " મહારાજાધિરાજ, આપણા શેહેરમા એક બ્રાહ્મણ આવ્યો છે તે વિદ્વાન તથા શાસ્ત્ર જાણનાર છે. એ બ્રાહ્મણ માન આપવા લાયક છે "

કાલિદાસનુ આવુ વચન સાભળી તેનુ ઠેકાણુ જાણી લઈ તેને તેડવા માટે ભોજરાજાએ પોતાના એક અમલદારને મોકલ્યો. થોડીવારે તે અમલદારે તેને પાલખીમા બેસાડી ત્યા લઈ આવ્યો. તેને આવેલો જોઈ રાજાએ પોતાના થોડાક પડિતોને તેને સામે તેડવા મોકલ્યા. તેઓ તેને દરવાજામાથી લઈને અદર આવતા હતા એટલામા તેના જોવામા ત્યા ઉભેલા કેટલાક ઉંટો જણાયા. આ જનાવરને તે ઓળખતો ન હતો તેથી પોતાની સાથેના પડિતોને પુછયુ, " પડિતજી આ કયુ જનાવર છે ? "

એક પંડિતે ઉત્તર આપ્યો, " ઉષ્ટ્ર "

આટલી વાર સુધી કાલિદાસે શીખવેલો આશિર્વાદ તે ગોખતો આવતો હતો તે આ નવું નામ સાભળી ભૂલી ગયો. તેને બદલે તે બીજુ જ નામ ગોખવા લાગ્યો. ત્યાથી પછી દરબારમા આવી તેણે રાજા આગળ શ્રીફળ મૂકી રાજાને આશીર્વાદ આપ્યો –

" उशरटगाराया "

પેલા વિદ્વાન અને શાસ્ત્રી કહેવાતા બ્રાહ્મણને મોઢે આ શબ્દો નીકળતા સાભળી રાજા અને બધા પડિતો આશ્ચર્ય પામ્યા. રાજાએ કાલિદાસની સામે જોયુ કાલિદાસ રાજાના મનને વિચાર પામી જઈ બોલ્યો, "રાજાધિરાજ, આ વિદ્વાન શાસ્ત્રીજીએ આપને આશીર્વાદ આપ્યા છે તે આપ સમજ્યા નથી. એમનુ કહેવુ આ પ્રમાણે છેઃ—

**उमया सहितो रुद्र शंकरः शूलपाणिना ।**
**रक्षतु त्वां हि राजेंद्र टकारो घनगर्जनः ॥ १ ॥**

ભાવાર્થ—શંકર કહેતા મહાદેવજી તે પાર્વતી સહિત તારૂ, રક્ષણ કરો અને મેઘ ગર્જના કરીને તારા રાજ્ય ઉપર વૃષ્ટિ કરો.

(એ દરેક ચરણનો પહેલો અક્ષર લેતા "ઉશરટ" એટલુ નીકળશે )

આ સાભળીને રાજા આનદ પામ્યો અને પેલા બ્રાહ્મણને દ્રવ્ય આપી તેને સતુષ્ટ કર્યો એટલે એ બ્રાહ્મણ કાલિદાસને આશીર્વાદ આપી પોતાને દેશ ગયો.

---

## પ્રશ્નોત્તર.

એક દિવસે ભોજ રાજાએ દરબારમા આવતાં જ એક પ્રશ્ન પુછ્યો.

" गौरी मुखं चुंबति वासुदेवः "

આ ચોથુ ચરણ છે એના પ્રથમના ત્રણ ચરણ કહેવાની રાજાએ દરબારમા સૌ પંડિતોને આજ્ઞા કરી. થોડીવાર બધા વિચારમા પડ્યા એટલે કાલિદાસે કહ્યુ "મહારાજ, સાભળો:—

**का शंभुकांता किमु नेत्र रम्यं,**
**शुकार्भकः किं कुरुते फलानि,**
**मोक्षस्य दाता स्मरणेन को वा,**
**गौरी मुख चुंबति वासुदेवः ॥ १ ॥**

( આ શ્લોકના પ્રથમના ત્રણ ચરણ પ્રશ્નના છે ચોથુ જવાબનુ છે. )

ભાવાર્થ—શંભુ ( શકર ) ની સ્ત્રી કોણ? "ગૌરી;" આંખની શોભા કયા? "મુખ" (મોઢાને વિષે,) શુક એટલે પોપટ તેના બચ્ચા ફળને શુ કરે છે? "ચુંબન," જેનુ સ્મરણ કર્યાથી મોક્ષની પ્રાપ્તિ થાય તે કોણ? "વાસુદેવ ભગવાન."

આ સાભળી રાજા અત્યત પ્રસન્ન થયો.

---

## પ્રશ્નોત્તર ૨.

એક દિવસે રાજાભોજે પુછ્યુ —

"**कुंती सुतो रावणकुंभकर्णः**"

એ ચોથુ ચરણ છે એના પ્રથમના ત્રણ ચરણો કયા છે?"

કાલિદાસે ઉત્તર આપ્યો, "મહારાજ, આપના કરેલા આ ચરણથી લોકો આશ્ચર્ય પામશે. ( એનો અર્થ એવો છે કે, રાવણ અને કુંભકર્ણ એ કુંતીના પુત્રો છે ) પણ પ્રથમના ત્રણ ચરણ જોતા બધી સમજ પડશે. આ શ્લોક આવી રીતનો છે"

**का पांडुकांता गृहभूषणं किं,**
**को रामशत्रु किमगस्त्यजन्म,**
**कः सूर्यपुत्रो विपरीत पृच्छा,**
**'कुंती सुतो रावणः कुंभ कर्ण' ॥ १ ॥**

ભાવાર્થ—"**का पांडु कांता**" પાંડુ રાજાની સ્ત્રી કોણ? "કુંતી" "**गृह भूषणं किं**" ઘરનુ ભૂષણુ (શ્રૃગાર) કોણુ? "છોકરા" '**को राम शत्रु**'" રામનો શત્રુ કોણુ? 'રાવણ' "**किमगस्त्य जन्म**"! અગસ્ત્ય મુનિનો જન્મ કયાથી? 'કુભમાથી'* "**क'सूर्य पुत्रो**" સૂર્યનો પુત્ર કોણુ? 'કર્ણ'

હે મહારાજ, તમે જે વિપરીત પુછ્યુ તેનો શ્લોક આ પ્રમાણે છે

આ સાભળી રાજાભોજ અને તેના સર્વ પંડિતો બહુ જ આનદ પામ્યા

"**विद्यावादभयम्**"

મહારાજા ભોજની દરબારમા ચૌદસો પ્રખ્યાત પંડિતો હતા તેમા કાલિદાસની ગણના મુખ્ય પડિત તરીકે થતી હતી. કાલિદાસની કીર્તિ ચારે દિશામા પ્રસરી ગઈ હતી અને તેથી તેની સાથે વાદવિવાદ કરવા માટે અથવા તો તેની સાથે ઓળખાણ કરવા માટે દેશોદેશથી મોટા મોટા પડિત અને કવીશ્વરો આવતા હતા

માધવ નામનો એક મોટો પડિત હતો. તે દેશોદેશ ફરતો હતો અને રાજસભાઓ જીતતો જીતતો છેવટે તે ધારાનગરમા આવી પહોચ્યો. પોતાની પડિતાઈ ત્યા બતાવવી તથા બને તો કાલિદાસને પણ જીતીને પોતે નામ કાઢવું એવો તેણે વિચાર કર્યો હતો તેની સાથે પોતાના પચીસ ત્રીસ શિષ્યો તથા ઘણા નોકરચાકર હતા. એક મોટી ધર્મશાળામા આવીને તેણે ઉતારો કર્યો હતો.

આ પડિતની કીર્તિ ચોગરદમ પ્રસરેલી હતી તેને વિષે કાલિદાસને કાને પણ ઘણી વાતો આવેલી હતી આ પહેલી જ વખત કાલિદાસના મનમા બીક પેઠી ભોજરાજાની દરબારમા

---

* અગત્સ્ત્ય મુનિ કુભ એટલે ઘડામાથી જન્મ્યા હતા એવુ કહેવાય છે

ચૌદશો પંડિતો આગળ તથા જગતમાં પોતે મેળવેલી કીર્તિ નાશ પામશે આવો તેને ભય લાગ્યો પણ કાલિદાસ યુક્તિવાળો હતો. તેણે પાણી પહેલા પાળ બાંધવાનો વિચાર કર્યો. માધવ ત્યા આવી પહોચ્યો તેને બીજે દિવસે સવારના પહોરમા વહેલા ઉઠીને કાલિદાસે લાકડા વેચનાર એક મહારનો વેશ લીધો અને પોતાના માથા ઉપર લાકડાનો ભારો મુકી માધવ પડિતના ઉતારા આગળ એ આવ્યો. ત્યાં "લાકડા લ્યોરે લાકડા" એમ બુમ પાડવા લાગ્યો આ પડિતને લાકડાની જરૂર હતી એટલે આ વેશધારી મહારને બોલાવીને તેના લાકડાના ભારાની કીમત પુછી તે સાંભળી કાલિદાસે કહ્યુ, "ભાઇ સાહેબ, તમે બરામણ છો તેથી તમારી પાસેથી હુ કાઇ પૈસા લેનાર નથી. પણ તમારા જમ્યા પછી કાઈ અન્ન વધે તો તે આપજો એટલે તે મારા બચ્ચા છોકરા ભેળો બેસીને હુ ખાઇશ."

તે વેશધારી મહારનુ આવુ બોલવુ સાભળીને માધવશર્મા પડિતે કહ્યુ, "પણ અમારા જમી રહ્યા પછી કાઈ નહિ વધે તો પછી તુ શુ કરશે?"

વેશધારી મહારે કહ્યુ "ત્યારે તો મારા નસીબ, મારા ઘરનો સૂકો રોટલો તો કંઈ જવાનો નથી?"

તેનુ આવુ સતોષકારક બોલવુ સાભળી માધવશર્મા આનદ પામ્યો. પછી તેનો ભારો ખરીદ કરી તેને એક બાજુ બેસવાનુ કહ્યુ, અને માણસોને રસોઈ કરવા હુકમ આપ્યો. કાલિદાસ એક ખુણામા ગુપચુપ બેસી જઈને બધો તમાસો જોવા લાગ્યો.

માધવશર્મા તથા તેના શિષ્યો વગેરેનુ બોલવુ સાભળી કાલિદાસની ખાત્રી થઈ કે આ પડિત સમર્થ છે. જે થાય તે ખરૂ.

થોડીવારે જમવાનુ તૈયાર થયુ એટલે બધાએ જમી લીધુ, અને પછી સૌ બહાર આવી બેઠા. એટલે માધવશર્મા પડિતે એક ચરણ જોડી કાઢીને પોતાના શિષ્યોને કહ્યુ

**' परिपतंति पयोनिधौ पतंगः '**

ભાવાર્થ—સૂર્ય સમુદ્રની અંદર પડે છે.

મારા આ ચરણને મળતો આવે અને પ્રાસમા છેલ્લો 'ગઃ' આવે એવુ બીજુ ચરણ તમે કોઈ બોલો "

પડિતરાજનુ આવુ વચન સાભળી કેશવ નામનો વિદ્યાર્થી થોડીવાર વિચાર કરી બોલ્યો,

**' सरसिरुहामुदरेषु मत्तभृंगः '**

ભાવાર્થ—મદે કરીને ઉન્મત્ત થયેલા ભ્રમરો કમળની અદર બેસે છે."

કેશવનુ ચરણ સાભળી માધવશર્મા અતિ આનદ પામ્યો તેણે ત્રીજાને ત્રીજુ ચરણ કરવા કહ્યુ આ ઉપરથી વલ્લભ નામના શિષ્યે કહ્યુ

**' उपवनतरुकोटरे विहंग· '**

ભાવાર્થ—પક્ષીઓ ઉપવનના ઝાડોની બખોલોમા સંતાઈ જાય છે "

આ સાભળી આનંદ પામી ચોથાને ચોથુ ચરણ કરવા આજ્ઞા આપી કે જેથી પોતાનો શ્લોક સંપૂર્ણ થાય પણ કોઈ શિષ્યનાથી તેને મળતુ ચોથુ ચરણ થઈ શકયુ નહિ. આખરે માધવશર્માએ પોતે એ ચરણ પુરૂ કરવાની મહેનત કરી પણ ઉપલાં ત્રણ ચરણોને મળતુ આવે એવું ચરણ પોતાનાથી પણ થઈ શકયુ નહિં એટલે એ વિચારમા પડ્યો. કાલિદાસ આ બધો તમાસો ગુપચુપ જોયા કરતો હતો તેને પોતાનો લાગ બરોબરનો આવ્યો. જ્યારે તેણે જોયુ કે હવે આ લોકો મુન્જાય છે એટલે તે ઉભો થઈને હાથ જોડીને બોલ્યો, "અરે માબાપ! એમા તે શુ આપ આટલુ બધું ગુચવાયા? મને આપ આજ્ઞા કરો તો હું કાઇક બોલુ."

આ સાભળી માધવ પડિતે હાસ્ય કરતા કહ્યુ, "અલ્યા, એમા તુ તે શુ બોલવાનો હતો? આ કાઈ તારા ઉપયોગની વાત નથી. એમા તો મોટા મોટા વિદ્વાનો સુદ્ધા ગુચવાઈ જાય એવુ છે"

કાલિદાસે વધારે નમ્રતા બતાવતા કહ્યુ, "તે વાત તો ખરી કે આ બાબત વિદ્વાનોને જ લગતી હશે, તોપણ મને આપ આજ્ઞા કરો તો મારા મનમા જેવુ છે તેવુ હું બોલુ

આ સાભળી માધવશર્માએ વિચાર કર્યો કે એ માણસ આટલી બધી ખ્હોશ કરે છે તો એને નિરાશ કરવો નહિં ચાલો એ શુ બોલે છે તે હુ સાભળુ તો ખરો.

આમ ધારી પડિતજીએ કહ્યુ, "તુ બોલ જોઈએ ત્યારે તારે શુ કહેવુ છે?"

આ ઉપરથી વેશધારી મહારે કહ્યુ, "આજ્ઞા મહારાજ."

"तरुणिजनेषु शनैः शनैरनंगः"

ભાવાર્થ:—અને જુવાન સ્ત્રીઓને ધીમે ધીમે કામ ઉત્પન્ન થાય છે"

હા! શ્લોક પૂર્ણ થયો તો ખરો! પણ તે સાભળી માધવશર્મા આશ્ચર્ય પામી બોલી ઉઠયો, "પણ અલ્યા! તુ કોણ છે?"

મહારના વેશવાળો કાલિદાસ બોલ્યો, "બાપજી આટલામા જ મને ભૂલી ગયા? એ તો હુ પેલો કાલિયો મહાર! આપને સવારના લાકડા આપ્યા હતા તે અહી અન્નની આશાએ હુ બેઠો છું"

માધવ શર્માએ કહ્યુ, "પણ તુ મહાર છે છતા તને આ શ્લોક કેમ આવડ્યો?"

કાલિદાસે કહ્યુ, "મહારાજ, શલોક બલોક હું કાઈ જાણતો નથી. તમારે જોઈએ તો મને અન્ન આપો નહિ તો હું મારે ઘેર ચાલ્યો જાઉ. ઘેર મારા છોકરા મારી રાહ જોતા હશે, બાપજી."

**માધવ** પંડિતે કહ્યુ, "ના, ના, એમ તો તને જવા દેવાય નહિ તને હુ ખાવાનુ અપાવુ છુ. જરાવાર બેસ. પણ આ તને કેમ આવડ્યુ તે તો જરા તુ કહે."

મ્હારે ઉત્તર દીધો, "બાપજી, હુ અગાઉથી જ જાણતો હતો કે મારૂ ગરીબનુ બોલવુ તમારા જેવા મોટા માણસને પસદ નહિ પડે, પણ કોણ જાણે મારા મનમા શુ થયુ કે મને તે બોલવાનુ મન થયુ અને મારાથી તે બોલાઈ જવાયુ "

**માધવે** કહ્યુ, "ના, ના, તારૂ બોલવુ કાંઈ ખોટુ નથી તારા એક આ ચરણથી તો મારો આખો શ્લોક કોડીનો થઈ ગયો."

**કાલિદાસે** કહ્યુ, "મહારાજ, જો મારા બોલવાથી તમને નુકસાન થતુ હોય તો જાણે હું બોલ્યો જ નથી એમ જ સમજો. મારૂ બોલેલું મને આપ પાછું આપો."

**માધવ** બોલ્યો, "ના, ના, એમ તો ન થાય પણ તે આ શ્લોક કેવી રીતે જાણ્યો તે મને કહે "

મ્હારે કહ્યુ, "મહારાજ, અમારા ગામમા એક બરામણ છે. તે ભણેલો ગણેલો બહુ હુશિઆર માણસ છે તે અમારા રાજાનો માનીતો છે તેને બધા લોકો પડિત કહે છે. તેને ઘેર કોઈ કોઈ દિવસે હુ લાકડાનો ભારો આપવા જાઉ છુ. અને ત્યા અન્નની આશાએ હુ બેસી રહુ છુ આ વખતે તે પડિતના ચેલાઓ તથા તેમના વચ્ચે અંદર અદર વાતો થાય છે તે મારા સાભળવામા આવે છે અને તેમાનુ કાઇક યાદ રહી જાય છે. તેમાનુ આ પણ મારા હૈયામા રહી ગયુ હતુ તે હુ બોલ્યો. માટે મારાથી કાંઈ વધારે ઓછુ બોલાયુ હોય તો આપ ક્ષમા કરજો આપ તો મોટા માણસ છો."

આ સાભળી **માધવ** પડિતે પુછ્યુ, "તે શુ એ **કાલિદાસ** પંડિત એવેમો ાટો વિદ્વાન છે?"

મ્હારે ઉત્તર દીધો, "આ **કાલિદાસ**ના ઘરના દાસ દાસીઓ વિદ્વાન છે એટલુજ નહિ પણ એના ઘરના પશુ પક્ષીઓ સુદ્ધા ભણેલાં છે. તો આ પંડિતશ્રીમા તે શી બાકી હોય!"

માધવે પુછ્યુ, " પણ તે કોઈ વખત આ પડિતને દીઠા છે ? તુ એમને નજરે ઓળખે છે ? "

મહારે કહ્યુ, "બાપજી, મોટા મોટા લોકોને એમના દર્શન થતા નથી તો હુ તે કીસ ગણત્રીમા ? એ રોજ દરબારમાં જાય તે વખતે પાલખીમા બેસીને જાય અને તે વખતે સાથે છડી સ્વારી એટલી તો હોય કે લોકોને ચાલવાને રસ્તો પણ મોટી મુશ્કેલીએ જડે. આવે વખતે મારા જેવાને એમના દર્શન તે ક્યાથી થાય ? "

મહારનુ આવુ બોલવુ સાભળી માધવશર્મા આશ્ચર્ય પામ્યો. પણ પોતાના મનની હાલત તે પેલા મહારથી છુપાવવા લાગ્યો પણ ચતુર કાલિદાસ તેના મનની લાગણી પામી ગયો. પછી માધવે પોતાના માણસોને બોલાવી તેને ખાવાનુ આપવા હુકમ કર્યો મહાર રૂપી કાલિદાસ તે લઈ પોતે તેથી ઘણો સંતોષ પામ્યો છે એવો દેખાવ કરી તથા દૂરથી તેને નમન કરી પોતાને રસ્તે ચાલ્યો ગયો

મહારના ગયા પછી માધવશર્મા પડિતે વિચાર કર્યો કે મારા મનમા જે આશા રાખીને હુ અત્રે આવ્યો છુ તે તો સફળ થવાની નથી પણ આજ તો મારે મારા સુભાગ્ય જ સમજવા જોઈએ. કારણ કે ઇશ્વરે જ આ મહારને મારી આબરૂના રક્ષક તરીકે આજ મારી પાસે મોકલ્યો. જે કાલિદાસનો શિષ્ય વર્ગ આવો વિદ્વાન છે કે જેને મોઢેથી સાભળેલુ આવા મહાર જાતના શુદ્રને પણ યાદ રહી ગયુ તો કાલિદાસ પોતે તે કેવો વિદ્વાન હશે ! એવા મોટા વિદ્વાન સાથે વાદ વિવાદ કરવામા જયને બદલે મેળવેલી કીર્તિ ઉલટી નાશ પામશે. આવાની સાથે મૈત્રિ કરવાથી જ કોઈ દિવસ ફાયદો થાય, બીજી રીતે કાઈ વળે નહિ

આવા વિચારો કરીને પોતાના મનમાથી અભિમાન કાઢી નાખી તે ભોજરાજાને મળવા ગયો મહારાજાએ તેની

કીર્તિ અગાઉથી ઘણી સાભળી હતી, તેથી તેને સારો આદર-સત્કાર કર્યો. પૂર્ણ સત્કાર કર્યા પછી રાજાએ કહ્યુ, પડિતરાજ, કાઈ પ્રસગ કાઢી મારૂ તથા સભાનુ મન ર ન કરવાની આપ કૃપા કરો."

આ સાંભળીને માધવ પડિતે નમ્રતાથી કહ્યુ, "મહારાજા-ધિરાજ, આપની પાસે કાલિદાસ રૂપી અમુલ્ય રત્ન છે. એ મહા પુરૂષની સામે કોઈ પણ મોટો વિદ્વાન વાદ વિવાદનો પ્રસગ કાઢવા સમર્થ નથી તો હુ તે કઇ ગણત્રીમા ? એટલુજ નહિ પણ એમના શિષ્યવર્ગ સાથે પણ મારાથી વાદ થઈ શકે તેમ નથી, આટલુ છતા પણ જો કોઈ મૂર્ખ તેમ કરવા ઉભો થાય તો ખચીત તેનુ અપમાન થયા વગર રહે જ નહિ પણ મહારાજ, મારૂ આવુ બોલવુ સાભળીને આપને શકા ઉત્પન્ન થશે કે જો એમ જ હતુ તો હુ અહી શા માટે આવ્યો ? તેનો ખુલાસો એવો છે કે આ ભારતવર્ષમા હાલમા આ ધારાનગરીમા સરસ્વતી દેવી વાસ કરી રહી છે. સરસ્વતી દેવીના આપ મહારાજા તથા સકળ ગુણસપન્ન કવિ કાલિદાસ મહાન્ કૃપાપાત્ર છો તે આપના દર્શનનો લાભ મળે એવા હેતુથી મારૂ અહી આવવું થયુ છે. મારા મનમા એ અભિલાષા ઘણા વર્ષથી થઈ હતી તે આજ પૂર્ણ થઈ છે મારો એ ઉચ્ચ હેતુ આજ સફળ થયો છે."

આ પ્રમાણે પડિત માધવશર્માએ કાલિદાસની સ્તુતિ કરી તે સાભળી મહારાજાને ઘણો આનદ થયો. પછી રાજાએ તે પડિત તથા તેના શિષ્ય વર્ગની સારી રીતે મહેમાનગીરી કરી કાલિદાસ પણ તેને પોતાને ઘેર તેડી ગયો અને ત્યા તેનો સત્કાર કર્યો. થોડા દિવસ ત્યા રહ્યા પછી માધવ પડિત રજા લઈને પોતાને દેશ પાછો ફર્યો તે દિવસથી તેના મનમા કાલિદાસ વિષે પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને એ વૃત્તિ તેના મૃત્યુ સુધી તેને કાયમ રહી.

આ પ્રમાણે કાલિદાસે પોતાની બુદ્ધિના બળથી તે મહા-પડિતને વશ કર્યો.

તે પંડિતે તથા કાલિદાસે મળી જે શ્લોક પૂર્ણ કર્યો તે આપ્યો આ પ્રમાણેઃ—

"परिपतति पयोनिधौ पतंगः"
सरसिरुहामुदरेषु मत्तभृंगः।
उपवनतरुकोटरे विहंगः
तरुणिजनेषु शनैः शनैरनंगः ॥

ભાવાર્થ—સૂર્ય સમુદ્રની અંદર પડે છે, મદે કરીને ઉન્મત્ત થયેલા ભ્રમરો કમળની અંદર પેસે છે, પક્ષીઓ ઉપવનના ઝાડોની બખોલોમા સતાઈ જાય છે, અને જુવાન સ્ત્રીઓને ધીમે ધીમે કામ ઉત્પન્ન થાય છે

( આ વર્ણન સંધ્યાકાળનુ છે. )

---

## બ્રહ્મરાક્ષસની વાર્તા.

મહારાજા ભોજે શેહેર બહાર પોતાના સુંદર ઉપવનમા એક નવો મેહેલ તદ્દન સારી ઢબમા બાંધ્યો હતો, પણ તેમા સુખ ભોગની દરેક પ્રકારની ગોઠવણ તેણે કરી હતી તે મેહેલ બંધાઈ તૈયાર થયો એટલે તેમા એક બ્રહ્મરાક્ષસ પેસી ગયો. તેથી તે મેહેલમા જે કોઈ સુવા જાય તેને તે ખાઈ જવા લાગ્યો. આ વાતની રાજાને જાણ થતા તેણે મોટા મોટા મત્ર શાસ્ત્રીઓને બોલાવી તે બ્રહ્મરાક્ષસને મેહેલમાથી કાઢી મુકવા પ્રયત્ન કરવા માડ્યો. પણ આ બ્રહ્મરાક્ષસ તો મંત્ર શાસ્ત્રીઓને પણ ખાવા લાગ્યો. બીજા ઘણા હીમતવાન માણસો તેને કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા પણ તેમા કોઈ ફાવ્યા નહિ.

આ બ્રહ્મરાક્ષસ મનુષ્યજન્મમા અભ્યાસ કરેલી કોઈ કવિતા બોલ્યા કરતો હતો. પણ તે સમજી જઈને કોઈ ઉત્તર આપી શકતો ન હતો જે કોઈ તેને ઉત્તર ન આપે તેને તે ખાઈ

જતો હતો. આ પ્રમાણે થોડા દિવસ નીકળી ગયા પછી રાજાએ તે મેહેલ બંધ કરાવ્યો. તે જોઈ કાલિદાસે વિચાર કર્યો કે કોઈ યુક્તિ કરી આ રાક્ષસને મેહેલમાથી કાઢવો તો જોઈએ જ પછી તેણે રાજા પાસે જઈને કહ્યુ, " મહારાજ, આ બ્રહ્મરાક્ષસ મનુષ્યજન્મમા કોઈ મોટો વિદ્વાન પુરૂષ હોવો જોઈએ કોઈ મહા પાપથી તે આ રાક્ષસપણાને પામ્યો હોય એમ જણાય છે. માટે એને મત્રને બદલે શાસ્ત્રાર્થથી જીતવો જોઈએ. માટે આજની રાત એ મેહેલમા મને સુવાની આપ રજા આપો."

કાલિદાસનુ આવુ બોલવુ સાભળી રાજાએ પ્રથમ તો ઘણી ઘણી ના પાડી પણ આખરે તેને રજા આપી

કાલિદાસ તે રાતના ત્યા જઈ સુતો પહેલો પ્રહર થયો કે તરત જ બ્રહ્મરાક્ષસ આવીને ઉભો રહ્યો તે રાક્ષસનો ધારો હતો કે જે કોઈ તે મેહેલમા સુવા આવે તેને એક સૂત્ર કહેવુ અને તેનો મનમાનતો ખરો જવાબ તેને ન મળે તો તે માણસને ખાઈ જવો, તે પ્રમાણે તે રાતના કાલિદાસને જોઈને રાક્ષસ બોલ્યો, '**सर्वस्य द्वे**' ભાવાર્થ–સર્વને બે.

કાલિદાસ તેના મનનો હેતુ સમજી જઈ બોલ્યો, **सुमति कुमति संपदापत्ति हेतू**' ભાવાર્થ—બધાને સુમતિ અને કુમતિ એ બે સપત્તિ અને વિપત્તિના કારણ રૂપ છે.

આ સાભળી સ્હેજ નિરાશ થઈને એ ત્યાથી ચાલી નીકળ્યો. બીજો પ્રહર થયો એટલે તે ફરીથી આવીને બોલ્યો, '**वृद्धो युवा**' ભાવાર્થ—વૃદ્ધ જુવાનની સાથે

કાલિદાસે ઉત્તર આપ્યો, "**सह परिचयात् त्यज्यते कामिनीभिः**" ભાવાર્થ—જુવાન પુરુષની સાથે પરિચય થાય તો સ્ત્રીઓ વૃદ્ધને છોડી દે છે

વધારે નિરાશ થઈને રાક્ષસ પાછો ત્યાથી જતો રહ્યો.

ત્રીજો પ્રહર થતા પાછો આવીને તે બોલ્યો, '**एको गोत्रे**' ભાવાર્થ—ગોત્ર ( વશ ) મા એક જ.

કાલિદાસે ઉત્તર આપ્યો. "**प्रभवति पुमान् यः कुटुंबं बिभर्ति**" ભાવાર્થ—આખા કુટુબમા કુટુબ પોષક તો એક જ પુરુષ થાય છે

આ સાભળીને રાક્ષસ ત્યાથી ચાલી ગયો. ચોથા પ્રહરે પાછો આવીને તે બોલ્યો, "**स्त्री पुंवच्च**" ભાવાર્થ—સ્ત્રી પુરુષની પેઠે

કાલિદાસે ઉત્તર દીધો "**प्रभवति यदा तद्धि गेहं प्रनष्टं**" ભાવાર્થ—આ જયારે પુરુષના જેવી સ્વતંત્ર થાય ત્યારે ઘરનો નાશ થયો સમજવો."

પોતાના ચારે પ્રશ્નોનો ઉત્તર એને મળ્યો તેથી તે બ્રહ્મરાક્ષસ મટીને દિવ્યપુરૂષ થઈ ગયો આ પ્રમાણે તેની દિવ્યકાંતિ જોઈને કાલિદાસે તેને કોઈ મહાપુરૂષ સમજી નમસ્કાર કર્યો પછી તેણે કહ્યુ, "હે પડિતરાજ, હે મહાકવિ, કોઈ શ્રાપને યોગે હુ બ્રહ્મ-રાક્ષસપણાને પામ્યો હતો તે મારા શ્રાપનુ નિવારણ આજ આપને હાથે થયુ છે"

આમ કહી તે પુરૂષ અંતર્ધ્યાન થઈ ગયો. તે દિવસથી રાજા તે મહેલમા જઈને વસવા લાગ્યો.

---

## મધમાખી.

### કંજુસાઇની શિક્ષા



એક વખતે મોટો દરબાર ભરવામા આવ્યો હતો મડ-પમા બધા દરબારીઓ અને પંડિતો આવીને પોતપોતાને ઠેકાણે બેઠા હતા વાદવિવાદના જુદા જુદા પ્રસગો ચાલતા હતા એવે સમયે એક મધમાખી પોતાની પાખો અને માથુ ઘસતી આવી અને રાજા ભોજના હાથ ઉપર બેઠી. આ જોઈ ભોજને એમ લાગ્યુ કે આ માખી કોઈ રીતની ફરિયાદ કરવા અહિ

આવી છે આમ ધારી રાજાએ પંડિતો તરફ ફરીને પુછ્યુ, "પંડિતરાજનો, આ માખી મારા હાથ ઉપર બેસી પોતાનુ માથુ ઘસે છે તેનુ કારણુ આપ કોઈ જાણુતા હો તો કૃપા કરી કહો."

આ સાભળી બધા પડિતો આશ્ચર્ય પામ્યા આનો શો જવાબ આપવો તે તેમને સુજ્યો નહિ. આખરે કાલિદાસે ઉત્તર આપ્યો, "હે રાજન ! આ મધમાખી એક મોટા જગલમા રહેતી હતી. તેણુ જગલમા રખડી રઝળી એક મોટા ઝાડ ઉપર પોતાનો પુડો બાધ્યો હતો તે પુડો વધારવાની આશાએ તે પોતાના બચ્ચાકચ્ચા અને બીજા સગાવહાલા સાથે હજારો જીવોને લઈને તેમા રહી હતી તે બધી માખો દરરોજ સેકડો ફુલોમા ફરીને મધ ચુમી આવતી હતી. પણ તે નહિ પોતે ખાતી કે નહિ કોઈને ખાવા આપતી તેણુ કંજુસાઈ કરી તે મધ સાચવી મુકયુ એક દિવસે એક માણુસ તે ઝાડ પાસે આવી પહોચ્યો તેની નજર આ મોટા મધપુડા ઉપર પડી તેણુ તે પુડામાથી મધ મેળવવા માટે નિશ્ચય કર્યો. જગલમાથી સુકા લાકડા મેળવી તે ઝાડ નીચે તેણુ એકઠા કરીને ધુમાડો કર્યો તેને લીધે કેટલીક માખીઓ પોતાનો જીવ બચાવવા માટે ઉડી ગઈ અને કેટલીક માખીઓ અંદરની અદર ગુગળાઈને મરી ગઈ પછી પેલો માણુસ તે મધપુડો પોતાને ઘેર ઉચકી ગયો આથી તે માખીનુ સર્વસ્વ જતુ રહ્યુ તેના કુટુબનો નાશ થયો. તેનુ રહેવાનુ ઘર અને જીવન ગાળો તેના શત્રુના હાથમા ગયા. જો પોતાની મીલકતનો પોતે ઉપયોગ કરી અને બીજાને ઉપયોગી થાય એવી યોજના તેણુ કરી હોત તો તેને આટલુ ન લાગત. તે દુ ખી થઈને આપની પાસે આવી છે, માથુ પછાડીને આ પ્રમાણે કહે છે, 'હે રાજન્, મે અતિ સકટ વેઠી ઘણુ દ્રવ્ય (મધ) એકઠું કર્યું હતુ. પણુ તેને ન મે ખાધુ કે ન મારા બચ્ચાને ખાવા આપ્યુ મારી આખમા ધુળ નાખી પારકો માણુસ તે ખાઈ ગયો તેથી આજ મારે માથુ પછાડવાનો વારો

આવ્યો છે તેમ આપ જો આપની મીલકત વાપરશો નહિ અને સગ્રહ કરી મુકશો તો મારી પેઠે આપને પણ કોઈ વખત પસ્તાવો થશે.' આમ તે માખી આપને કહે છે."

કાલિદાસનુ આવુ યુક્તિબધ બોલવુ સાભળી ભોજરાજા બહુ આનદ પામ્યો

---

## પતિવ્રતા સ્ત્રીની પવિત્રતા.



એક દિવસ ભોજરાજા અને કાલિદાસ એકાતમા બેસી વાર્તા વિલાપ કરતા હતા તેવે સમયે મહારાજાને એક વાત યાદ આવી તેણે કાલિદાસને પુછ્યુ, "પડિતરાજ, આપણા શહેરમા કોઈ સતીશિરોમણિ સ્ત્રી છે ?"

કાલિદાસે થોડીવાર વિચાર કરી જવાબ આપ્યો, "રાજન્, આપ જો સતી સ્ત્રીઓ વિષે પુછશો તો ઘણી મળી આવશે, પણ સતી શિરોમણિ સ્ત્રીઓ વિષે પુછશો તો તો તે એક જ છે."

ભોજ રાજાએ પુછ્યુ, "તે કોણ છે ?"

કાલિદાસે ઉત્તર આપ્યો, "આપણા આ શહેરમા શંકરશર્મા નામનો એક અગ્નિહોત્રિ બ્રાહ્મણ છે, તે બ્રાહ્મણ વેદ વિગેરે શાસ્ત્રને જાણનાર છે અને પોતે ગરીબ હોવા છતા કોઈની પાસે તે કાઈ માગતો નથી તેની સ્ત્રી સતીશિરોમણિ છે, પોતાના પતિને જ પરમેશ્વર માનનાર તે સ્ત્રી પ્રાત.કાળે વહેલી ઉઠીને પતિની સેવામા લીન થાય છે ઈશ્વર કૃપાથી તેને જે કાઈ મળી જાય તે ઉપર તે બન્ને જણુ સતોષ માને છે. વધારે મેળવવાની લાલચ તે રાખતા નથી. એ બ્રાહ્મણ કોઈની યાચના કરવા બહાર નીકળતો નથી. એની સ્ત્રીએ કોઈપણ પરપુરૂષનુ મુખ દીઠું નથી તે કોઈ દિવસ ઘરની બહાર નીકળી જણાઈ નથી. તે સ્ત્રીનાં દર્શન દેવને પણ થવા દુર્લભ છે તો મનુષ્ય પ્રાણીની તે શી ગુજાસ હોઈ શકે કે એના એ દર્શન કરે ?"

રાજા બોલ્યો, "ધન્ય છે એવી સતીને! ખરી સતી શિરોમણિ તે એનુ નામ! એક વખત એના દર્શન કરવાની મને પણ અભિલાષા છે. તે તેના દર્શન કેવી રીતે થાય?"

કાલિદાસે જવાબ આપ્યો, "મહારાજ, આપને એના દર્શન દુર્લભ છે. એ બ્રાહ્મણ કોઈની પાસે પણ દ્રવ્યની યાચના કરતો નથી. અન્ન સિવાય બીજી ચીજ એ લેતો નથી. એ બ્રાહ્મણને દ્રવ્ય આપી લલચાવો તો આપને એની સ્ત્રીના દર્શન થાય પણ મારી તો પુરેપુરી ખાત્રી છે કે એ સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણ ધન દેખી કદી પણ લલચાશે નહિ"

રાજાએ કહ્યુ, "ઠીક છે, ત્યારે આપણે જોઈશુ."

પછી દરબારમા આવી રાજાએ શંકરશર્માને બોલાવવા માણસ મોકલ્યા તેમણે તેને રાજદરબારમા આવવાનુ કહ્યુ. દરબારમાથી વાર વાર વિદ્વાન બ્રાહ્મણોને તેડા આવતા હતા, અને રાજા તેમનુ સારૂ સન્માન કરી તેમને દાન આપતો હતો. તે વાત આ સ્ત્રીપુરૂષ પણ સારી રીતે જાણતા હતા પણ પોતાને રાજા દરબારમા બોલાવી દાન આપે એવી તો તેમને કદી પણ ઇચ્છા થઈ ન હતી છતા રાજાના આમત્રણને આજ માન આપવુ જોઈએ એમ ધારી શંકરશર્મા દરબારમા જવાને તૈયાર થયો. તે વખતે તેની સાધ્વી સ્રીએ તેને કહ્યુ, "દેવ, રાજા દ્રવ્યનુ દાન આપને આપે તો તે લેશો નહિ દ્રવ્યનુ દાન લીધાથી આપણુ તપ ભગ થશે, અને દ્રવ્ય આવશે એટલે આપણે લાલચું થઈશુ દ્રવ્યથી લોકોને મદ થાય છે માટે આપ તે દાન લેશો નહિ."

બ્રાહ્મણ પોતે પણ નિસ્પૃહી હતો એટલે તેને આ વાત રૂચે એવી હતી. થોડીવારમા તે તૈયાર થઈને રાજાએ બોલાવવા મોકલેલા માણસો સાથે એ દરબારમા આવ્યો. તેને આવતો જોઈ રાજાએ થોડા પડિતોને સામે તેડવા મોકલ્યા. તે તેને માનથી દરબારમા લઈ આવ્યા. રાજાને આશીર્વાદ આપી તેને માટે નિર્મેલા આસને તે બેઠો. થોડીવાર વાતચિત કર્યા પછી ભોજે તે બ્રાહ્મણને આપવા માટે સોના મહોરોથી

ભરેલા બે થાળો મગાવ્યા. સોનાના બે થાળો સોના મહોરોથી ભરીને આવ્યા એટલે રાજાએ તે બ્રાહ્મણને આપવા માડયા આટલા બધા સોનાથી કોઇપણ ન્યાલ થઈ જાય પણ આ બ્રાહ્મણે તે લીધા નહિ—તેણે લેવાની સાફ ચોખ્ખી ના જ પાડી. આ પ્રમાણે તેને ના પાડતો જોઈને રાજાએ મનમા ધાર્યું કે એને આટલી મહોર ઓછી પડતી હશે માટે બીજી વધારે ભરી મગાવી આપુ. એમ વિચાર કરી રાજખજાનચીને બીજા બે થાળ લાવવાની તેણે આજ્ઞા કરી રાજાની આજ્ઞાનો તુરત અમલ થયો. રાજાએ ચાર થાળ તેને આપવા માડયા. તે જોઈ શંકરશર્મા બોલ્યો, "રાજન્, શું આપ એમ સમજ્યા કે આ બે થાળ ઓછા છે તેથી તે લેવાની હુ ના પાડુ છું? એમ તો આપ સમજશો જ નહિ! મને દ્રવ્યની લાલચ નથી. એ તો રાજાઓને જ જોઈએ. અમારૂ ખરૂ ધન તો અમારૂ નિત્યકર્મ છે. ઈશ્વર અમને શેર અન્ન આપે છે તેથી અમને આનદ છે. મને શા માટે અત્રે બોલાવ્યો છે તે આપ કૃપા કરી કહો એટલે થયુ અમે આપની પ્રજા છીએ, અમે આપના રક્ષણ નીચે છીએ તેથી આપની આજ્ઞા અમારે શિરસાવદ્ય છે. આપની સેવામા અમે હમેશા તૈયાર છીએ.

ભોજે કહ્યુ, "હે બ્રહ્મદેવ, આપના દર્શનની ઇચ્છાએ આપને મારે તસ્દી આપવી પડી છે. હવે જ્યારે આપનુ કામ પડશે ત્યારે આપને હુ જરૂર બોલાવીશ આપ સુખેથી સ્વગૃહે પધારો."

આમ કહી તેને જવાની રજા આપી બીજે દિને કાલિદાસને રાજાએ એકાતમા કહ્યુ. "કાલિદાસ, આ શંકરશર્માની સતી શિરોમણી સ્ત્રીના દર્શન હવે આપણાથી કેવી રીતે થાય તેને કાંઈ ઉપાય તમે બતાવો."

થોડીવાર વિચાર કર્યા પછી કાલિદાસે કહ્યુ, "હે રાજન્, હવે માત્ર એક જ ઉપાય છે. એ સતી નારી સન્યાસીજનો

ઉપર પૂર્ણશ્રદ્ધા રાખે છે માટે આપ જો સન્યાસી થઈને તેને દ્વારે જાઓ તો તેના દર્શન આપને થઈ શકે, બાકી બીજો કાંઈ ઇલાજ નથી

ભોજે કહ્યું, "અરે સન્યાસી તો શુ પણ કદિ કોઈ ખરાબ રૂપ લેવુ પડે તો તે લેવાને પણ હુ તૈયાર છુ "

કાલિદાસે કહ્યું, "પણ મહારાજ, સન્યાસીનો વેશ લેતા માથુ મુડાવવુ પડશે તેનો કાંઈ આપે વિચાર કર્યો ? "

રાજાએ કહ્યુ, "તેની કાંઈ અડચણ નથી પણ એનો પતિ ઘરમા હશે તે મને ઓળખી કાઢશે તો તેનુ કેમ કરવુ ? "

કાલિદાસ બોલ્યો, "એને શ્રી મહાકાળેશ્વરના મદિરમા રૂદ્રિ કરવા બેસાડો, એટલે પછી એની પણ બીક નહિ રહે "

કાલિદાસે દેખાડેલી યુકિત રાજાને પસદ પડી. બે ત્રણ દિવસ જવા દઈ રાજાએ શંકરશર્માને બોલાવી મગાવીને કહ્યું, "હે બ્રહ્મદેવ, આપ કર્મકાડમા નિપૂણ છો શ્રી મહાકાળેશ્વરને મારે સો રૂદ્રિઓ કરવી છે તે આપ સારી રીતે કરશો એવો મને વિશ્વાસ છે માટે કાલ સવારથી આપ તે કરવા માડજો "

શકરશર્માએ પ્રથમ તો ના પાડવા માડી પણ રાજાનો વધારે આગ્રહ જોઈને રૂદ્રિઓ કરવા એ કબુલ થયો

બીજે દિને સવારના પહોરથી જ તે તો શ્રી મહાકાળેશ્વરના દેવાલયમા જઈ બેઠો. ભોજરાજાએ પછી પોતાનુ માથુ મુડાવી નાખ્યુ, ભગવા વસ્ત્ર પહેરી લીધા, અને હાથમા કમડલ લઈને અદ્ભુત સન્યાસી બની, શંકરશર્માના ઘર આગળ જઈ "भिक्षान्देहि" એમ બોલી ઉભો રહ્યો તે વખતે શકરશર્માની સ્ત્રી રસોઈ કરતી હતી તેને સન્યાસીનો અવાજ સાંભળીને તે ઓરડીમાથી જ જવાબ આપ્યો, " મહારાજ, રસોઈ થવાને થોડીવાર છે પેલા સામેના ઝાડ નીચે આપ જરા વિશ્રાતિ લ્યો. વખત થએ હુ આપને બોલાવીશ."

પણ સન્યાસી રૂપી ભોજે હઠ કરીને કહ્યુ, "હુ ત્યા તો બેસતો નથી. મારે અહી જ બેસવુ છે."

તેની આવી હઠ જોઈ ત્યા જ બેસવાનુ શંકરશર્માની સ્ત્રીએ કહ્યુ. થોડીવારે રસોઈ તૈયાર થઈ એટલે તે સતીસ્ત્રીએ જમીન લીપીને ખાવાના જે જે બધા પદાર્થો તેણે તૈયાર કર્યા હતા તે તેણે પીરસ્યા. આ દિવસો આંબાના હતા અને તેને ત્યા તે દિવસે ઉત્તમ આંબા આવ્યા હતા તેથી તેનો રસ કાઢીને સન્યાસીને આપવા તેનો વિચાર હતો, સંન્યાસીથી થોડે દૂર બેસીને આંબાને ધોઈ, શુદ્ધ કરી, પાત્રમા રસ કાઢવા એ બેઠી. બધા આંબા રસથી ભરપુર દેખાતા હતા છતા એકે આંબામાથી રસ નીકળ્યો નહિ આ જોઈ તે સતી સ્ત્રી બોલી, "હે ફળ તુ રસથી ભરપુર છે, તે છતા રસને તુ કેમ છોડતુ નથી? હુ બાલ્યાવસ્થાથી આજ સુધી પતિવ્રતા રહી છુ મનમા પણ મે પરપુરૂષનો કદી વિચાર કર્યો નથી, તેમ છતા આજે આમ કેમ? શુ આ નગરનો રાજા ભોજ સત્યવાદી છતા પરદારા સાથે ભૂલ્યો કે શુ?"

હજી તો આ શબ્દો તે સતી શિરોમણિ બોલી રહી નથી ત્યા તો આંબામાથી ધારા છુટી ફકત બે આંબાથી જ તે પાત્ર ભરાઈ ગયુ

ભોજરાજા આ બધુ બેઠે બેઠે જોતો હતો અને સાભળતો હતો તે આ ચમત્કાર જોઈ આશ્ચર્ય પામ્યો પણ તેના મનમા બીક ઉત્પન્ન થઈ કે આ સતીએ મને ઓળખ્યો છે. જરૂર એ મને શ્રાપ આપશે મારૂ કપટ એ જાણી ગઈ છે. હવે તો ક્ષમા માગવી આમ ધારી પોતાના દંડકમડલ મુકી દઈ તે સતી સ્ત્રીને રાજા પગે લાગ્યો અને પોતાના અપરાધની તેની પાસે ક્ષમા માંગી ત્યાંથી એ ચાલવા લાગ્યો

પણ તે સ્ત્રીએ તેને જતો અટકાવીને કહ્યુ, "હે રાજા ભોજ, આપ ગભરાશો નહિ અમે આપની પ્રજા તે આપના સતાન તુલ્ય છીએ. હું આપને મારા પીતાશ્રીને ઠેકાણે

ગણુ છુ આજ વીશ વર્ષ થયા કોઈ પણ પરપુરૂષે મારૂં મોઢું જોયુ ન હતુ આપને એક સત્યવાદી મહાત્મા જાણીને મે મારૂં મોઢું બતાવ્યુ છે એથી મારા પતિવ્રતાપણાનો ભંગ થયો નથી. વળી આ દાખલો પણ તમારી નજરે જ બન્યો છે. જો તમે પરસ્રીલપટ હોત તો આ કેરી કદી પણ રસ ન મુકત. પણ તમે કપટ કરી માત્ર પરીક્ષા જોવા આવ્યા હતા તેથી જ આટલી વાર રસ નીકળતો અટકયો હતો તમારા કરેલા કપટનો તમને પશ્ચાત્તાપ થયો કે તુરત રસ નીકળ્યો માટે તમે તે વિષે રજપણ ગભરાશો નહિ. ”

રાજા આશ્વાસનના આવા તેનાં વચનો સાભળી તેને પગે લાગીને ત્યાંથી ચાલતો થયો

થોડા દિવસ તો સતી સ્રીઓના ગુણાનુવાદની જ લેહે તેના મનમા લાગી રહી

---

## ધનંજય કવિ ફરી ભોજની દરબારમાં



પહેલા એક વખતે ધનજય કવિએ મોકલેલા શ્લોકની કાલિદાસે મશ્કરી કરી હતી તે વાત ધનજયને વારંવાર યાદ આવતા મનમા ખેદ ઉત્પન્ન થતો હતો, અને એ મશ્કરી તેને ખુચ્યા કરતી હતી અને તેનુ એક દિવસ વેર વાળવું એમ તેના મનમા નિત્ય આવતુ હતુ. કાલિદાસની કીર્તિ આટલી બધી વધી છે તેને જીતી પોતાની કીર્તિ વધારવી એવી તેને હમેશ ઇચ્છા થતી હતી.

એક દિવસે કોઈને પણ સાથે લીધા વગર તે એકલો જ ધારાનગર તરફ આવવા નીકળ્યો. ધારાનગર એકાદ ગાઉ દૂર રહ્યુ ત્યારે તેને એક ભરવાડની છોકરી મળી. ધનજય કવિએ તેને પુછ્યુ, “ છોકરી, તુ કોની કન્યા છે ? ”

છોકરીએ કહ્યું —

**हरहर स्मरते नित्यं बहुजीवप्रतिपालकः ।**
**अरण्ये वसते नित्यं तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—હર હર શબ્દ કરનાર બકરા બકરીઓનુ જે ટોળુ, તેનુ પાલન કરીને હમેશા જે વનમા વસે છે તેની એટલે ભરવાડની હું કન્યા છું.

આટલી નાના છોકરીની આવી ચતુરાઈ જોઈ ધનંજય આશ્ચર્ય પામ્યો. આગળ ચાલતા એ ગામની પાસે આવ્યો ત્યાં નદીએ પાણી ભરવાને કેટલીક સ્ત્રીઓ આવી હતી. તેમાની એકને "બાઈ, તુ કોણ છો?" એમ તેણે પ્રશ્ન પુછ્યો. તે સાભળી સ્ત્રીએ ઉત્તર આપ્યોઃ—

**चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शंकरः ।**
**अकाले वर्षते मेघः तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—ચાર મુખ છે પણ બ્રહ્મા નથી, બળદ ઉપર બેસે છે, પણ શકર કહેતા મહાદેવજી નથી ચોમાસાના દિવસ ન છતા જે વરસાદ વરસાવે છે તેની એટલી ભીસ્તી અથવા પખાલીની હું કન્યા છુ

તેની ચતુરાઇથી વધારે આશ્ચર્ય પામી બીજી સ્ત્રીની પરીક્ષા કરવા માટે તેને પણ ઉપર પ્રમાણે સવાલ કર્યો તેનો ઉત્તર તેણે આપ્યોઃ—

**पंचप्रिया न पांचाली द्विजिव्हा न च सर्पिणी ।**
**वानरी न च कृष्णास्या तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—પાચ ભરથાર છે પણ પાંચાલી કહેતા દ્રૌપદી નથી. બે જીભ છે પણ સાપણ નથી મોઢુ કાળુ છે પણ વાદરી નથી, તે છતાં તેને જે વાપરે છે એટલે કે હાથમા કલમ પકડી નામુ લખનાર મહેતાની હુ કન્યા છું.

આ સાભળી આનંદ પામી ત્રીજી સ્ત્રીને કવિએ પુછ્યુ. તેનો પણ જવાબ એ મળ્યો કે,

**नित्यं जुहोति द्रव्याणि चौर्यकारि दिने दिने ।**
**शत्रमित्रं न जानाति तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—રોજ દ્રવ્યનો જે હોમ કરે છે અને ચોરી કરવામા ચતુર અને શત્રુ અને મિત્રને જે સમાન ગણે છે તેની હું કન્યા છુ એટલે કે હુ સોનીની પુત્રી છુ

થોડે દુર જઈ ચોથી સ્ત્રીને કવિએ પોતાનો સવાલ પુછ્યો ત્યારે તે બાઈએ જવાબ આપ્યો કે,

**बाहुस्तुशिरः नास्ति नास्ति अंगुलिका दश ।**
**तस्योत्पत्तिकरो यस्तु, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—જેને હાથ માત્ર છે, માથુ અથવા દશ આગળીઓ નથી, એવાને ઉત્પન્ન કરનારી હુ કન્યા છુ અર્થાત્ કપડા સીવનાર દરજીની હું કન્યા છુ.

આ સાભળી કવિ આશ્ચર્ય પામ્યો જે શેહેરની આવી હલકા વર્ણની સ્ત્રીઓ પણ આટલી ચતુર છે તો બીજા તે કેવાક ચતુર હશે લોકોની ચતુરાઈ કરતા તો વધારે અનુભવ ધરાવનાર કાલિદાસ પડિત તે કેવોક ચતુર હશે પણ ચતુરાઈની હજી બીજી થોડી વધારે પરીક્ષા લઉ એમ ધારી થોડે દુર એક સ્ત્રી મળી તેને પુછ્યુ, "બાઈ, તુ કોણ છે?"

તે સ્ત્રીએ જવાબ આપ્યો, સાભળોઃ—

**निर्जीवो जीवितो वापि, श्वासोच्छ्वास विशेषतः ।**
**कुटुंबकलहो नास्ति, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—નિર્જીવ છતા જીવતાની પેઠે શ્વાસોશ્વાસ લેનાર, અને જેના કુટુબમા કલેશ નથી, તેનાથી પોતાનુ ગુજરાન ચલાવનારની હુ કન્યા છુ અર્થાત્ ધમણથી ભઠ્ઠી ફૂંકનાર લુવારની હુ પુત્રી છુ

નાની મોટી દરેક સ્ત્રીને ચતુર જોઈ કવિ આશ્ચર્ય પામ્યો. તે ત્યાથી થોડો આગળ ચાલ્યો તો વળી એક સ્ત્રીને તેને પુછવાનુ મન થતા તેને પુછ્યુ, "બાઈ, તુ કોણ છે?"

તે બાઈએ જવાબ આપ્યો, " ભાઈ, સાંભળઃ—

**द्विराजी नगरी एका, नित्यं युद्धं च जायते।**
**तदुत्पत्तिकरो यस्तु, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—એક નગરમા બે રાજા રાજ્ય કરે છે. તેઓ વચ્ચે નિત્ય લડાઈ થાય છે. તેમને ઉત્પન્ન કરનારની હુ કન્યા છુ અર્થાત સંધાડયાની હું પુત્રી છુ."

આ સાભળી આનંદ પામી બીજી સ્ત્રીને પુછ્યુ, " બાઈ તુ કોણ છે ?"

તે સ્ત્રીએ જવાબ આપ્યો—

**एक चक्र न रथी सूर्यो, भूमौ तिष्ठति सारथी।**
**अगस्तितातनिर्माणं, तस्याहं कुलबालिका ॥**

ભાવાર્થ—એક પૈડુ છે પણ સૂર્યનો રથ નથી તેનો હાંકનાર જમીન ઉપર ઉભો રહે છે, અને, અગસ્ત્ય ઋષી જેમાથી પેદા થયા તેને બનાવનારની હું કન્યા છુ અર્થાત્ હુ કુંભારની પુત્રી છુ

આ વખતે કવિ શેહેરમા દાખલ થઈ ચુકયો હતો. થોડે દુર જતા એક માળી મળ્યો તેના કપડામા કાંઈ ફળ બાંધેલા હતા તે જોઈને કવિએ તેને પુછયું, ભાઈ, તારી પાસે શુ છે ?"

પેલાએ ઉત્તર આપ્યોઃ-

**वृक्षाग्रवासी न च राजहंसो,**
**नाम्ना नरो वै न च राजपुत्रः।**
**सुवर्णकाया न च हेमधातुः**
**तृणं च शय्या न च राजयोगी ॥**

ભાવાર્થ—ઝાડોની વચ્ચે રહેનારૂ છે પણ રાજહંસ પક્ષી નથી. નામે નર છે પણ રાજપુત્ર નથી. સોના જેવી કાંતિ છે, પણ સોનુ નથી. ઘાસ ઉપર સુનાર છે પણ રાજયોગી નથી. એવા આ ફળ મારી પાસે છે અર્થાત્ આંબા છે.

થોડે દૂર જતાં બીજો માણસ મળ્યો તેની પાસે પણ કોઈ ચીજ જોઈ એટલે તેને કવિએ પુછ્યુ, "ભાઈ, તારી પાસે શું છે ?"

તે માળીએ જવાબ આપ્યો —

**वृक्षाग्रेषु फलं दृष्टां, फलाग्रे वृक्षमेव च ।**
**अकारादिसकारांत, यो जानाति स पंडितः ॥ १ ॥**

ભાવાર્થ—ઝાડ ઉપર ફળ છે અને ફળ ઉપર ઝાડ છે જેનો પહેલો અક્ષર "અ" છે અને છેલ્લો અક્ષર "સ" છે. એવા ફળો મારી પાસે છે. એ જે ઓળખે તે ખરો પડિત.

આ સાભળી તે ફળ શુ છે તે ધનજય કવિ પારખી ન શકયો પણ તેનુ નામ જાણવાની તેની ઇચ્છા હતી તેથી પેલા માળીને તે કાલાવાલા કરવા લાગ્યો. તેને આ પ્રમાણે કાલાવાલા કરતો જોઈને માળીએ કહ્યુ, "તુ આટલા બધા કાલાવાલા કરે છે તેથી તને જ હુ કહુ છું, બાકી બીજાને સમસ્યા સિવાય હુ તો ઉત્તર જ ન આપુ. મારી પાસે જે ફળ છે તેને 'અનેનાસ' કહે છે."

આમ કહી માળી તો ચાલતો થયો કવિના મનમા વિચાર થયો કે સારૂ થયુ કે અત્રે મને કોઈ ઓળખતુ નથી. જો કોઈ ઓળખતુ હોત તો મારી આબરૂના કાકરા થવામા જરાએ ઢીલ ના થાય. હવે જોઈએ તો ખરા કે શુ થાય છે આમ વિચારી તે આગળ ચાલ્યો આગળ ચાલતા એક સ્ત્રી મળી. તેને માથે ટોપલી ઢાકેલી હતી તે જોઈને કવિએ પુછ્યુ, "બાઈ, તારી ટોપલીમા શુ છે ?"

પેલી સ્ત્રીએ જવાબ આપ્યો.—

**...प्रवासो न च राजहंसो,**
**नारी तु नाम्ना न च राजकन्या ।**
**बिभर्ति तोयं न च देव गगा,**
**त्रिनेत्रधारी न च शुलपाणिः ॥**

ભાવાર્થ—ઝાડની વચ્ચે રહેનાર છે પણ રાજહસ નથી, નામે નારી છે પણ રાજકન્યા નથી, વચ્ચે પાણી છે પણ ભાગીરથી ગગા નથી, ત્રણ આખો છે પણ શુલપાણી કહેતા શકર નથી ”

આ સાભળતા કવિને વિચાર થયો કે મને જેટલા સ્ત્રી પુરૂષો મળ્યા તેટલા બધા આટલા વિદ્વાન છે તો કાલિદાસની વિદ્વત્તામા તે શુ પુછવાનુ હશે ? આ સ્ત્રીની સમસ્યા હુ પારખી નથી શકતો તો પછી તે પડિતને તે શી રીતે હુ જીતી શકીશ ”

પછી તે સ્ત્રીને કહ્યુ, “બાઈ, તારી પાસે શુ છે તે હુ સમજી શકયો નથી, માટે કૃપા કરીને તુ મને સમજાવ.”

તે સ્ત્રી બોલી, “ મારી પાસે ‘નારિયેલ’ છે ” આમ કહી હસીને તે સ્ત્રી ચાલતી થઈ

થોડે આગળ ચાલતા એક ગાધીની દુકાન આવી. ગાધી પોતાની દુકાને બેસી કાઈ ચીજ સાફ કરતો હતો તે ચીજ શી છે તે ન ઓળખતા કવિએ તેને પુછ્યુ, “ ભાઈ, આ શી ચીજ છે ? ”

ગાધીએ જવાબ આપ્યો, “ભાઈ, સાભળ.”

**अर्ध वसति कैलासे, अर्ध मायकमंदिरे ।**
**संपूर्ण वणिजागारे, यो जानाति स पंडितः ॥**

ભાવાર્થ—આ ચીજનો અડધો ભાગ કૈલાસ ઉપર વસે છે. અને અડધો ભાગ ગવૈયાને ત્યા વસે છે પણ સપૂર્ણ મારી ગાધીની દુકાને છે એ જે જાણે તે ખરો પડિત કહેવાય.”

આ સમસ્યા શી છે તે પણ કવિરાજ સમજી શકયા નહિ ! તેણે કહ્યુ, “ભાઈ ગાધી, હુ એમા કાઈ સમજ્યો નથી એનુ નામ તુ કહે તો મારાથી સમજાય ”

ગાધીએ જવાબ આપ્યો, “ એને ‘હરતાલ’ કહે છે ”

હર એટલે શકર તે કૈલાસ ઉપર રહે છે અને તાલ ગવૈયા-ઓને ત્યા હોય છે.

આ સાભળી નિરાશ થઈને ધનજય કવિ ત્યાથી આગળ ચાલ્યો. તેને પોતાના જ્ઞાનનુ જે અભિમાન હતુ તે બધુ નીકળી ગયુ હતુ. તે કાલિદાસને ઘેર ગયો અને તેને પગે લાગીને બોલ્યો "હે પડિતરાજ, હુ ધનજય નામનો કવિ છુ આપની કીર્તિ ચારે દેશમા પ્રસરેલી સાભળી મને ઘણા દિવસ થયા આપના દર્શનની અપેક્ષા હતી તે આજ પૂર્ણ થઈ છે"

કાલિદાસે તેને તુરત ઓળખી કાઢયો કે મારે વિષે નિંદાનો શ્લોક લખી મોકલનાર એ જ કવિ છે. પણ તે વિષે તેના મનમા કાંઈ ન હતુ. તેણે તેને વિષે દ્વેશ ભાવ રાખ્યો ન હતો.

તે દિવસ કવિને પોતાને ત્યા રાખી તેની સારી બરદાસ્ત કરી અને બીજે દિવસે ભોજરાજા સાથે તેનો મેળાપ કરાવ્યો. થોડા દિવસ ત્યા રહીને ધનજય કવિ પોતાને દેશ પાછો ફર્યો

---

## રજસ્વલા ભાર્યા.

એક દિવસે ભોજરાજા પોતાની એક રાણીને મહેલે ગયો, તે પ્રસગે તે રાણી રજસ્વલા થઈ હતી આ વાતની રાજાને ખબર ન હતી. રાજા પોતાને અડકશે એ ધાસ્તીથી રાજાને પાસે આવેલો જોઈ રાણીએ 'હું હુ હું હું હું હુ હું હુ' એમ શબ્દ કર્યો તે સાભળી રાજા તેનો ભાવાર્થ સમજી ગયા અને તેથી રાણી સાથે કાંઈ વાતચિત કર્યા વગર એ ત્યાથી પાછો ફર્યો. બીજે દિવસે દરબાર ભરાતા રાજાએ કહ્યુ, 'हुं हु हुं हुं हुं हुं हुं हुं करोति' એ શ્લોકનુ ચોથુ ચરણ છે. એના પ્રથમના ત્રણ ચરણો એવા બનાવો કે જેમની સાથે તેનો સબંધ સ્પષ્ટ જણાઈ આવે."

થોડીવાર સુધી બધા વિચારમા પડ્યા, પણ કોઈ તેનો ઉત્તર આપવા શક્તિવાન થઈ શક્યો નહિં. જ્યારે કોઈએ પણ જવાબ ન આપ્યો ત્યારે કાલિદાસે કહ્યુ, "મહારાજ, સાભળોઃ—

भोजस्य भार्या ऋतुसंगयोगा,
एकाकिनी नारी गृहं वसन्ती ।
अस्पर्शकाले तु निजप्रियस्य,
हुं हु हुं हुं हुं हुं हुं हुं करोति॥

ભાવાર્થ—ભોજની ભાર્યા રજસ્વલા થઈને એકાતમા બેઠી હતી, તે વખતે રાજાજીને તે વિષે ખબર ન હતી, તેથી તેના સ્પર્શના ભયથી મોઢેથી બીજો શબ્દ ન કરતા 'હુ હું હું હુ હુ હુ હુ હુ' એ પ્રમાણે રાણીએ ઉચ્ચાર કર્યો

પોતાના મનની ખરી વાત કાલિદાસે આ પ્રમાણે કહી આપી તેથી ભોજરાજા કવિ ઉપર અતિ આનદ પામ્યો. તે જ વખતે તેને એક કીમતી સરપાવ આપી તેની સ્તુતિ કરી.

---

## બ્રાહ્મણને આપીશ તે તું નહિ પામે.



એક દિવસે મોટી સભા ભરાઈ છે. બધા પડિતો તથા કવિઓ પણ ત્યા હાજર છે. ભાટ ચારણો રાજાના યશોગાન ગાય છે. દરબારીઓ પોતાના ઓદ્ધા પ્રમાણે બેઠા છે. નગરશેઠ અને શાહુકારો પણ દરબારમા આવ્યા છે અને આજ ઉત્સવનો દિવસ હોવાથી દરબારનુ કામ થોડીવાર બધ રહી ગાન તાન ચાલી રહ્યુ છે. રાજા આનદમા ગરકાવ છે, એટલામા તેને કાને અવાજ પડયો, "હે રાજા, તુ જે કાંઈ બ્રાહ્મણને આપીશ તે તુ નહિ પામે" આ શબ્દો સાભળી રાજા આશ્ચર્ય પામ્યો. તેણે તુરત ગાન તાન બંધ કરાવ્યુ. એ શબ્દો બીજીવાર સભળાય છે કે નહિ તે જોવા માટે તેણે કાન માડ્યા.

થોડીવારમા જ તેની ઇચ્છા તૃપ્ત થઈ તે શબ્દો ફરીથી સભળાયા. એકલા રાજાએ નહિ પણ બધાએ તે સાભળ્યા. ઉચે નજર કરી જોતા તે બોલનાર એક સુદર પોપટ હતો એ ત્રણ વખત ઉપર મુજબ બોલીને પોપટ ત્યાથી ઉડી ગયો

થોડીવાર વિચારમાં પડી રાજા બોલ્યો, "પડિતો, આ પોપટનુ બોલવુ તો તમારા સાભળવામા આવ્યુ એનો શો, અર્થ હશે તે મને સમજાવો જો બ્રાહ્મણને આપેલુ દાન ફલિભૂત થતુ નથી, તો પછી તે આપવાથી લાભ શો મળે ? માટે એ બાબતનો મારા મનમાનતો ખુલાસો તમારામાથી કોઇએ પણ કરવો જોઈએ એવી મ્હારી ઇચ્છા છે"

રાજાની ઇચ્છાને આધીન થતા સૌ પડિતો વિચારમાં પડ્યા અને મનમા જ ધાર્યું કે આજ તો નક્કી સૌની આબરૂ જવાની. પણ તર્ક બુદ્ધિમા એકકો કવિ કાલિદાસ ન ગભરાયો. તે ઉભો થઈને ધીમેથી બોલ્યો, "મહારાજ, એનો ખુલાસો જરા લાબો છે તે જો આપ આજ્ઞા કરો તો હુ કહી સભળાવુ."

રાજાએ કહ્યુ, "બોલો, હુ સાભળુ છુ."

કાલિદાસે કહ્યુ, "મહારાજ, આપના પૂર્વ જન્મનો હેવાલ તો આપને યાદ હશે તે વખતે આપ કઠીઆરા હતા તે પણ આપ જાણો છો આ જે પોપટ છે તે તેના પૂર્વ જન્મમા એક બ્રાહ્મણ હતો એક દિવસે આપ લાકડાનો ભારો ઉચકીને બજારમા વેચવા જતા હતા તે વખતે પેલા બ્રાહ્મણે તે લાકડા માગ્યા પણ તેની પાસે પૈસા ન હોવાથી આપે તેને આપ્યા નહિ તે દિવસે ઠડીનુ જોર વધારે હતુ અને બ્રાહ્મણથી થડી મુદ્દલ ખમાતી ન હતી તેથી તેણે વધારે કાલાવાલા કર્યા છતા તે ઉપર પણ આપે ધ્યાન ન આપ્યુ. તે વખતે બજારમા એક વેશ્યા રહેતી હતી, તેના જોવામા આ આવ્યુ તેણે આપને એ ભારો બ્રાહ્મણને આપવા જણાવી, તેના પૈસા પોતે આપવા

કબુલ કર્યા. તે વખતે તમારૂ મન બદલાયુ તમને એમ લાગ્યુ કે, આ વેશ્યાની જાત જ્યારે આ પ્રમાણે પરોપકાર કરે છે ત્યારે હું જ શા માટે એ ન કરૂ ! આ ભારાના પૈસા તો થોડા આવશે, પણ પુન્ય તો વધારે થશે, પરોપકાર સમાન બીજુ વધારે પુન્ય શુ હોઈ શકે ? તેમ વળી બીજો ભારો ઉચકી લાવતા કયા મને નથી આવડતો ? વળી આજ સોમવતી અમાવાસ્યા છે તેથી લોકો હજારો રૂપીઆના દાનધર્મ કરે છે, અને હુ આ જુજ પૈસા માટે લોભ કરૂ છુ ! આવી મુર્ખાઈ મારે શા માટે કરવી જોઇએ ? ”

આમ વિચાર આવતા તમે પેલા બ્રાહ્મણને એક ઠેકાણે બેસાડી, પેલો લાકડાનો ભારે આપ્યો. તેમાના લાકડાના થોડાક કડકા છૂટા કરી, તે સળગાવીને બ્રાહ્મણને તમે તાપણી કરી આપી, અને અગ્નિના જોરથી બ્રાહ્મણની ઠડી દૂર થઈ, એટલે તે આપને આશીર્વાદ આપી ચાલતો થયો ખરી જરૂરીઆત વખતે કરેલુ પુણ્ય અફળ જતુ નથી તમે તે જન્મમા કઠીઆરા રૂપે ઘણા ઉદાર દીલના હતા અને તેથી આ જન્મમા આ રાજ્ય પામ્યા છો તેથી આ બ્રાહ્મણનુ કહેવુ એવુ છે કે તમે બ્રાહ્મણને જે લાકડા આપ્યા છે તે તમે પામશો નહિ. અર્થાત્ તમે રાજ્ય પામશો. માટે મહારાજ તેનો અર્થ આવી રીતનો છે ”

ભોજરાજા તેની સમયસૂચકતાના આ શબ્દો સાભળીને આશ્ચર્ય પામ્યો. પડિતો પણ પોતાના માથેથી આ પ્રમાણે વિઘ્ન દુર થયું જાણી આનદ પામ્યા



# રાજા ભોજ

અને

# કવિ કાલિદાસ.

## ભાગ ૫ મો.



### રત્નોની ચોરી

એક દિવસે ભોજરાજા દરબાર ભરીને બેઠો હતો એટલામા છડીદારે આવીને ખબર આપી કે કોઈ ચાર પરદેશીઓ આવ્યા છે, તેઓ દરબારમા આવવા માગે છે તેમનો પોશાક સાદો છે છતાં તેમના ચહેરા તેજસ્વી જણાય છે. માટે તેમને શી આજ્ઞા કરવી છે.

ભોજે તેમને અંદર દાખલ કરવા હુકમ કર્યો. છડીદાર થોડીવારમા તેમને લઈને અંદર આવ્યો. તેમના તેજસ્વી ચહેરા અને લડવૈયાને લાયકના મજબુત બાંધા જોઈ દરબારના સર્વ અધિકારીઓ આશ્ચર્ય પામ્યા તેમના ચહેરા એકબીજાને એટલા તો મળતા હતા કે તેમને જોનાર તુરત પામી જાય કે તેઓ સગા ભાઈઓ છે. રાજ રીત મુજબ તેમણે રાજાને નમન કર્યું એટલે રાજાએ તેમને બેસવા આસન આપવા હુકમ કર્યો. તે સાંભળી તેઓમાનો વડો બોલ્યો, "રાજાધિરાજ, અમે અમારો ન્યાય કરાવવા નીકળ્યા છીએ. તે જો અમારો ન્યાય તમે કરી

રાકો એમ હોય તો અમે અહિ રહીએ નહિ તો અમે અમારે રસ્તે ચાલ્યા જઈએ."

રાજાએ પુછ્યુ, "તમારે શો ન્યાય કરાવવો છે ?"

તેમાનો સૌથી મોટો બોલ્યો, "અમે ચારે રાજપુત્રો છીએ. અમારૂ રાજ્ય મોટુ છે. અમારા પિતાએ મરતી વખતે અમને અમારૂ રાજ્ય સરખે ભાગે વહેચી આપ્યુ છે તે રાજ્યની સાથે અમને ચાર કિમતી રત્નો પણ આપ્યા છે. એ ચાર રત્નો અમારા દેખતા તેણે ભંડારમા મુકયા અને તેને બરાબર સીલ સાખ કરીને તેની કુંચી અમને સોપી. અને તે ભંડાર પોતાના મરણ પછી ઉઘાડી એકેક રત્ન વહેંચી લેવા અમને આજ્ઞા કરી ગયા. તેમના મરણની ક્રિયા કર્યા પછી અમે ચારે ભાઈઓ એકઠા મળી રત્ન લેવા ગયા તો તેનો ડાબલો ખાલી દેખાયો. કુંચીઓ અમારા ચારેની પાસે રહેતી હતી અને તેની ઉપર વિશ્વાસુ માણુસોની ચોકી હતી, વળી સીખ સાખ પણ અનામત હતી તેથી અમારામાના કોઈએ તે રત્ન ચોર્યા છે એવુ અમને લાગે છે પણ તે ચોરી પકડતા પહેલા અમારી સરતો તમારે સાભળવી જોઇએ ૧ લી એ કે અમારામાથી કોઈને કાંઈ સવાલ ન પુછવા. ૨ જી એ કે અમને માર ફાડ ન કરવી. ૩ જી એ કે જેની પાસેથી રત્ન નીકળે તેનુ નામ અમને અથવા બીજા કોઈને જાહેર થવુ ન જોઇએ. ચોરી પકડનાર માણુસે તે ગુપ્ત રાખવું. આ પ્રમાણે અમારી ત્રણ સરતો છે. તે જો તમારાથી બને તો હા પાડો નહિ તો અમે અમારે રસ્તે ચાલ્યા જોઈએ."

ભોજે થોડીવાર વિચાર કરીને કહ્યુ, "તમારો ન્યાય હુ થોડા દિવસમા કરીશ. ત્યાં સુધી તમે અત્રે રહો."

ભોજરાજાએ તેમને આ પ્રમાણે કહ્યુ, તેથી તેમને થોડી આશા ઉત્પન્ન થઈ. ભોજે તેમને સારી રીતે માન આબરુથી રાખવા હૂકમ કર્યો. દરબારમાથી તેમના ગયા પછી રાજાએ તેમની ચોરી શી રીતે પકડી કાઢવી તે વિષે વિચાર

કરવા માડયો. થોડીવાર સુધી વિચાર કર્યા પછી તેને એક વિચાર સુજ્યો એટલે પોતાના મુખ્ય પ્રધાન બુદ્ધિસાગરને બોલાવીને રાજાએ કહ્યુ, " પ્રધાનજી આ કામની ચોકસી કરવા હુ તમને સોપું છુ. આઠ દિવસની અ દર એ રત્નોની ચોરી વિષે તમે તપાસ કરજો. "

વૃદ્ધ બુદ્ધિસાગરથી ના ન પડાઈ થોડીવાર બીજુ ત્રીજુ કામ થયા પછી દરબાર બરખાસ્ત થઈ સૌ સૌને ઠેકાણે ગયા, પ્રધાને પોતાને ઘેર જઈ વિચાર કરવા માડયો કે હવે આનુ કેમ કરવુ ? ચારે રાજપુત્રો પકકા માણસો છે તેમની સાથે કાંઈ જાતના છળકપટ કર્યા સિવાય તેઓ આપણા હાથમા આવવાના નથી પણ છળ શી રીતનો કરવો તે માટે બહુ વિચાર કરવા છતા પણ કાંઈ યાદ આવે નહિ આખરે બુદ્ધિસાગરે કાલિદાસની સલાહ લેવાનો વિચાર કર્યો. આખી રાત તેને સારી રીતે ઉંઘ આવી ગઈ પ્રભાત થતા તે ઉઠીને કાલિદાસને ઘેર ગયો પોતાને ત્યા વૃદ્ધ પ્રધાનને આવેલો જોઈ કાલિદાસે તેને માન આપી બેસાડયો. પ્રધાન સદ્ગુણી હતો એવી કાલિદાસની ખાત્રી હતી. તેમ વળી વાર'વાર કામ પડે તે સલાહ લેવા માટે આવતો હતો બુદ્ધિસાગર કોઈના બુરામા ન હતો. તેને હાથે સારા જ કામો થતાં હતા.

બન્નેયે બેઠા પછી બુદ્ધિસાગરે કહ્યુ, " પ ડિતજી, ગઈ કાલે પેલા રાજકુંવરોના ચોરને પકડવા રાજાએ મને આજ્ઞા કરી છે. તે રાજકુ વરો અતિ ચતુર છે તેમની ચોરી આપણ શી રીતે પકડી કાઢવી તેની કાંઈ યુક્તિ આપ બતાવશો ? "

થોડીવાર વિચાર કર્યા પછી કાલિદાસે કહ્યુ, " પ્રધાનજી એ ચોરી પકડવાની મને એક યુક્તિ સુજે છે. તે યુક્તિ પ્રમાણે આપણે જો ચાલીશુ તો કદાચ ફતેહ મળશે."

આમ કહી પોતાને સુજેલી યુકિત કાલિદાસે પ્રધાનને કહી સ ભળાવી પ્રધાનજીને પણ તે પસ દ પડી એટલે

કાલિદાસે કહ્યુ, "હવે તમારે આ કામમા પડવાની જરૂર નથી. તમારો વડીલ પુત્ર ચતુર છે. તેમ જ તે શેતરંજ રમવામા પણ ચાલાક છે માટે તેને કાલે મારી પાસે મોકલજો આ રાજકુંવરોને શહેરમા જુદે જુદે સ્થળે તમે ઉતારો આપો અને તેઓ એક બીજા સાથે ન મળે એવો પાકો બદોબસ્ત કરો. તે પછી પ્રધાન ત્યાથી ચાલ્યો ગયો અને પેલા રાજકુવરોને જે મહેલમા રાખ્યા હતા ત્યા જઈને તેમને તેણે કહ્યુ કે, "તમારે રહેવા માટે કોઈ સારી જગ્યાની હુ તજવીજ કરૂ છુ ત્યા તમારે દરેકે છુટા છુટા રહેવુ કોઈએ એક બીજા સાથે મળવુ નહિ જે દિવસની તમને મુદત આપી છે, તે દિવસે અમે તમને કચેરીમા બોલાવીશુ અને તમારો ન્યાય તમને મળશે"

આ પ્રમાણે તેમને કહીને પ્રધાન ત્યાથી નીકળીને તેમને માટે જગાની તજવીજ કરવા ગયો થોડીવારમા તેમને લાયક જગા કરાવી, દરેક રાજકુવર માટે એકેક અમલદાર તથા ચાર ચાર સીપાઇઓ મોકલી આપ્યા, તથા બીજુ કામ કરવા માટે કેટલાક માણસો મોકલ્યા તેમને સારી રીતે માન આપી રાખવા તથા જોઈતી ચીજો પૂરી પાડવા તેમને હુકમ આપવામા આવ્યો રાજકુંવરો પોતાને માટેની જુદી જુદી જગાએ જઈ રહ્યા આ બધી ખબર પ્રધાને કચેરી વખતે કાલિદાસને આપી.

બીજે દિને બુદ્ધિસાગર પ્રધાને પોતાના વડીલ પુત્ર વિદ્યાસાગરને કાલિદાસને ત્યા મોકલ્યો તેને આવેલો જોઈ કાલિદાસે કહ્યુ, "તમારા પિતા સાથે મારે થયલી વાતચીત તો તમે જાણી હશે. તે મુજબ આપણે પહેલુ કામ તો દરેક રાજકુવર સાથે ઓળખાણુ કરી દોસ્તદારી કરવાનુ છે એક વખત ઓળખાણ થઈ તો પછી તેમને શેતરજની રમવા રમતા આપણે કબુલ કરાવીશુ શેતરંજ રમવામા તમે ચાલાક છો. તમારે તમારી હોશીઆરી બરાબર બતાવવી, અને તેમ કરતા આપણે કોઈ પણ રીતે તે રત્નોની વાત જાણી લેવી"

પછી કાલિદાસે તથા વિદ્યાસાગરે છુપો પોશાક પહેરી લીધો, અને જ્યા વડો રાજકુમાર ઉતર્યો હતો ત્યા ગયા. રાજકુવર બહાર ઓટલા ઉપર જ બેઠો હતો. તે એકલો મુઝાતો હતો, તેને આ બન્ને જણે જઈને નમસ્કાર કર્યા, અને ઓટલાની એક બાજુએ બેઠા, અને વાતો કરવી શરૂઆત કરી. થોડીવાર પોતપોતામા વાતો કર્યા પછી વડા રાજકુવર સાથે વાતચીત કરવી શરૂ કરી તેમા મુખ્ય વાત શેતરંજની રમત વિષે તેમણે કરી. રાજકુવરને પણ શેતરંજની રમત આવડતી હતી તેથી તેણે કહ્યુ કે જો તમને ફુરસદ હોય તો આપણે એક રમત રમીએ.

આ સાભળી કાલિદાસે કહ્યુ, "અમે હજી હમણા જ આ શેહેરમા આવ્યા છીએ અહી અમારે થોડા દિવસ રહેવાનો વિચાર છે. અમે જમી કરી પરવાર્યા પછી રાતની વખતે તમારી આગળ આવીશુ"

આમ કહી બીજી થોડીવાર વાતચીત કર્યા પછી બન્ને જણ ત્યાથી ઉઠીને બીજા રાજકુવરને ત્યા ગયા તેની સાથે પણ ઓળખાણ પાડી બીજે દિને આવવા કબુલાત આપી

આ પ્રમાણે ચારેની સાથે ઓળખાણ પાડ્યા પછી બન્ને જણ ઘેર આવ્યા તે દિવસે રાતના વડા રાજકુવરને ત્યા જવાની કબુલાત આપી આવ્યા હતા પણ તે પ્રમાણે તેઓ ગયા નહિ બીજે દિને પણ દિવસના ત્યા ન જતા રાતની વખતે ગયા. પોતાની કબુલાત પ્રમાણે તેઓ શા માટે ન આવ્યા તેનુ કારણ પુછતા કાલિદાસે જણાવ્યુ, "અમારો એક સગો અહીથી છ ગાઉ દૂરના એક ગામડામા રહે છે. તે અમને ગઈ કાલે અત્રે કાંઈ કામસર આવેલો મળ્યો તે પોતાને ગામ અમને તેડી ગયો હતો, અને અમે ત્યાંથી હમણા થોડીજવાર થયે આવ્યા છીએ"

આ પ્રમાણે થોડીવાર વાતચીત કર્યા પછી રાજકુવર તેમને અંદરના ભાગમા લઈ ગયો અને ત્યા શેતરજ માંડીને તેઓ રમવા બેઠા. રમતા રમતા જ્યારે બરાબર રમત ચાલી ત્યારે વિદ્યાસાગરે દીવો સમો કરવાને બહાને એ હોલવી નાખ્યો આ જોઈ કાલિદાસે કહ્યુ, "શેઠ, દીવો કરવાને કાંઈ ચકમક છે ?"

રાજકુવર બોલ્યો, "મારી પાસે તો કાંઈ નથી બહાર કોઈ સીપાઈ હોય તો જુઓ તેની પાસે હશે."

વિદ્યાસાગરે બહાર જઈ જોયુ તો એક સીપાઈ ઉભતો હતો. તેને જોઈ તેની પાસે ચકમક માગ્યુ. પણ તે પ્રથમથી શીખવી મૂકેલો હતો તેથી તેણે ના પાડી કે તેની પાસે કાંઈ નથી. તેને કોઈને ત્યાથી દીવો સળગાવી લાવવા કહ્યુ પણ કોઇને ત્યા દીવો બળતો નથી આમ કહી સીપાઈ પાછો ફર્યો. રાજકુવરને રમવાનુ તો ઘણુ મન હતુ. પોતાની બાજી જીતમા હતી પણ શો ઉપાય ? બીજા દિવસ ઉપર રમત મુલતવી રાખીને વિદ્યાસાગર અને કાલિદાસ પોતપોતાને ઘેર ગયા

બીજે દિને તેને કરેલા ઠરાવ પ્રમાણે તેને ત્યા ન જતા બીજાને ત્યા ગયા. તેને ત્યા પણ એમ જ બન્યુ. પણ રત્નોનો કાંઈ પત્તો ન મળ્યો. પછી ત્રીજાને ત્યા ગયા તેને ત્યાં પણ એમ જ થયુ. હવે જો હોય તો ચોથો ભાઈ ચોર હોય, અથવા તો આ ત્રણે ભાઈ પહોચેલા હોય તો કાંઈ કહેવાય નહિ, આમ બન્ને જણા વિચાર કરતા તે છેલ્લા અને સૌથી નાના ભાઈને ત્યા ગયા. ત્યા તેમણે શેતરજની રમતની શરૂઆત કરી. પહેલે દિવસે વિદ્યાસાગર બહુ ચતુરાઇથી રમવા લાગ્યો. ત્રીજો પ્રહર પુરો થતા વિદ્યાસાગરે નાના રાજકુવરને જીતી લીધો. આ રાજકુવરને શેતરજ રમવાનો ઘણો શોખ હતો અને

વિદ્યાસાગર તે રમતનો ઉસ્તાદ ગણાતો હતો તેથી તેની સાથે રમવામા મજા પડતી હતી. એટલે બીજે દિવસે પણ રાતના તેને ફરી રમવા બોલાવ્યો. તે મુજબ બીજી રાત પડતા પણ બન્ને જણુ તેને ત્યા ગયા અને પોતાની સાથે કેફી વસ્તુ નાખેલા પાનના કેટલાક બીડા પણ લઈ ગયા તેમા એવી વસ્તુ નાખી હતી કે ધીમે ધીમે કેફ ચઢતી જાય. તેમણે રમત શરૂ કરી અને પહેલા તો વિદ્યાસાગર સારી રીતે રમવા લાગ્યો અને રાજકુવર હારવા લાગ્યો થોડીવાર એ પ્રમાણે ચાલત તો રાજકુવર હારી જાત. પણ વિદ્યાસાગર લાગ જોઈને પોતાના મ્હોરાની ચાલ ચુકવા લાગ્યો તેથી રાજકુવરની હારેલી રમત જીત ઉપર આવી. કાલિદાસ આટલા વખતમા રાજકુવરને તથા વિદ્યાસાગરને વારવાર પાનના બીડા બનાવી આપતો હતો તેમા પેલી કેફી વસ્તુ ભેળેલા બે બીડા રાજકુમારને તે આપી ચુકયો હતો. તેની કેફમા રાજકુવર વધારે ઉત્સાહથી રમવા લાગ્યો પણ બરાબર જીત થવાની વખતે જ કાલિદાસે દીવો સારવાને બહાને હોલવી નાખ્યો પોતાની જીત થવાની વખતે દીવો હોલવાઈ ગયો જોઈને રાજકુવર ક્રોધાયમાન થયો અને ગમે ત્યાથી દીવો ફરી સળગાવવા કહ્યુ કાલિદાસ બહાર ગયો અને ત્યા થોડીવાર લગાડીને પાછો આવ્યો કે કોઈનો દરવાજો ખુલ્લો નથી, અને દીવો મળે તેમ નથી થોડીવાર વિચાર કર્યા પછી રમત તથા કેફી વસ્તુના ઘેનમા રાજકુવર ઉભો થયો અને પોતાની એક નાની પેટી ઉઘાડી તેમાથી કાઈ ચીજ લઈ આવ્યો. તે ચીજ આવતા જ ત્યા પ્રકાશ થઈ રહ્યો. એકને બદલે એક સો દીવાના જેવો પ્રકાશ ત્યા થઈ રહ્યો. કાલિદાસ તથા વિદ્યાસાગરની ખાત્રી થઈ કે આ જ પેલા ચોરાયલા રત્નમાનુ એક રત્ન છે. હવે તે ગમે તેમ કરી એ આપણે મેળવીશુ. ગરજ સરી એટલે રમત ફરીથી શરૂ કરી. થોડીવારમા બીજા બે બીડા રાજકુવરના ખાધામા આવ્યા

અને તેથી તેની કેફમાને કેફમાં ઉઠીને તે પોતાના બીછાના ઉપર પડ્યો. તેને તેના શરીરનું ભાન પણ ના રહ્યું. આ તરફ વિદ્યાસાગર તથા કાલિદાસે પેલી પેટી ઉઘાડી બાકીના ત્રણ રત્નો શોધી કાઢ્યા, તથા અજવાળા માટે મુકેલુ રત્ન પણ ઉચકી લીધુ અને દરવાજો અડકાવી તથા બહાર ચોકી કરતા સીપાઇને બરાબર ચોકી કરવા હુકમ કરી તેઓ ત્યાથી જતા રહ્યા.

બીજે દિવસે સવાર થતા તે રાજકુંવર જાગૃત થયો. તેને રાતની વાત યાદ આવી. તેણે પોતાની પેટી ઉઘાડીને જોયુ તો પેલા રત્નો ત્યા મળે નહિ! હવે કોને કહે? આ રત્નો વિષે કાંઈ ફરિયાદ થાય એમ પણ ન હતું "ચોરની માનુ મો કોઠીમા" એવી તેની હાલત થઈ એટલે તે ગુપચુપ રહ્યો

વિદ્યાસાગરે આ ચારે રત્નો ઘેર જઈને પોતાના પિતાને સોપ્યા. મુદત થતા ચારે રાજકુંવરો આવીને રાજસભામા હાજર થયા એટલે ભોજને તેમની વાત યાદ આવી. તેણે બુદ્ધિસાગરને પુછ્યુ, "પ્રધાનજી, આ રાજકુંવરોને આપેલી મુદત પુરી થઈ છે. હવે એમને આપણે શો જવાબ આપવોછે?"

બુદ્ધિસાગરે નમન કરી કહ્યુ, "રાજ્યાધિરાજ, એમનો ન્યાય અમે આપને કરી આપીશુ. (પછી ચારે રાજકુવરો તરફ ફરીને) પ્રધાને પુછ્યુ, "રાજકુંવરો, તમારા રત્નો તમે ઓળખો છો?"

ચારે રાજકુંવરોએ 'હા' પાડી એટલે બુદ્ધિસાગર પ્રધાને પોતાની પાસેના રત્નો કાઢીને તેમને પુછ્યુ કે "આ તમારા રત્નો કે?" રાજકુમારોએ તે ઓળખી કાઢ્યા, એટલે ભોજે તેમને તે પાછા સોંપ્યા. આ પ્રમાણે પોતાના રત્નો પોતાને પાછા મળ્યા જોઈને રાજકુંવરો આનંદ પામ્યા. પણ પોતાની કબુલાત પ્રમાણે તે કોની પાસેથી નીકળ્યા તે તેમણે પુછ્યુ નહિ. બુદ્ધિસાગરને પોતાને પણ માલમ ન હતુ કે તેનો ખરો ચોર કોણ હતો તે વાત તો કાલિદાસ તથા વિદ્યાસાગર જ

જાણતા હતા. પેલા રાજકુંવરોને રાજાએ થોડા દિવસ રાખીને પછી તેમને પોતાના દેશ પાછા જવાની તેણે રજા આપી.

આવો વિકટ ન્યાય ભોજરાજાની દરબારમા ચુકવાયો તેથી તેની કીર્તિ વધી.

---

## ફુલની પરીક્ષા.

એક વખતે ચતુરાઈની પરીક્ષા માટે ભોજે પોતાના એક કારીગરને બનાવટી ફુલનો હાર બનાવવા હુકમ આપ્યો. એ હાર એવો બનાવડાવ્યો કે ખરા ફુલના હાર જેવો જ એ જણાય. ખરા તથા ખોટા ફુલના હારને દૂરથી બતાવ્યા હોય તો તે કોઈ ઓળખી ન શકે. જ્યારે તે બનાવટી હાર તૈયાર થઈને આવ્યો ત્યારે ભોજે તેના જેવો જ એક ખરો હાર બનાવવા હુકમ કર્યો. એ બન્ને હાર એક સરખા બનાવવામા આવ્યા દૂરથી બતાવતા કોઈ ઓળખી ન શકે કે એમા ખોટો કયો છે અને ખરો કયો છે. તેને હાથમા લે ત્યારે જ ખરાખોટાની તેને ખબર પડે. પછી દરબારનો વખત થતા જ એક માણસને પેલા બે હાર હાથમા લેવડાવીને દરબારમા ઉભો રાખ્યો. બધા આવી રહ્યા પછી રાજાએ સર્વ તરફ કરીને કહ્યું, “જુઓ, આ બે હાર છે એ હારમા એક ખરા ફુલનો છે અને બીજો બનાવટી છે. એને હાથ લગાડ્યા વગર કહો કે કયો હાર ખરો છે અને કયો બનાવટી છે.”

રાજાને આ પ્રશ્નનો શો જવાબ આપવો તેના વિચારમા બધા પડી ગયા. થોડીવાર વિચાર કરતા કાલિદાસે કહ્યું, “રાજાધિરાજ, એ ફુલના હાર લઈને માણસ જે ઠેકાણે ઉભો છે તે ઠેકાણે અંધારૂ પડે છે માટે બધા બારી બારણાં ઉઘાડી નાખવા આપ હુકમ કરો એટલે બરાબર દેખાય.”

કાલિદાસની હીકમત ન સમજતા રાજાએ તેમ કરવા માટે હુકમ કર્યો. આગળ પાછળની બધી બારી ઉઘાડી નાખવામા આવી અને દરબારમા પુષ્કળ અજવાળું થઈ રહ્યુ એટલે થોડી વારમા જ કેટલીક માંખો ઉડતી ઉડતી ત્યા અંદર આવી અને ખરા ફુલના હાર ઉપર બેઠી પણ બનાવટી હાર ઉપર એક પણ બેઠી નહિ. આ જોઈ કાલિદાસે કહ્યુ, "રાજન્, જુઓ, જે હાર ઉપર માખો બેઠી છે તે ખરા ફુલનો છે અને જેની ઉપર એક પણ બેઠી નથી તે બનાવટી હાર છે."

કાલિદાસની આવી ચતુરાઈ જોઈને બધા આનદ પામ્યા.

---

## વિશ્વાસઘાત એક મહાપાપ છે,



એક દિવસે પોતાના એકાંતભુવનમાં રાજા ભોજ અને કવિ કાલિદાસ સાથે બેસી વિનોદવાર્તા કરતા હતા. વાર્તા કરતા કરતા કાલિદાસ શૃગાર રસ ઉપર ઉતર્યો. તેને શૃગાર-રસ ઉપર ઉતરેલો જોઈ રાજાએ કહ્યુ, "કાલિદાસ, તમે શૃગારના રસીઆ છો. મહારાણી લીલાવતીનુ મુખ તો તમે દીઠું છે ત્યારે તેનુ વર્ણન કરો જોઈએ.

રાજાની આજ્ઞા થતા કાલિદાસે મહારાણી લીલાવતીના મુખના સૌદર્યનુ વર્ણન છટાથી કરવા માડયુ તેના વર્ણનની છટા જોઈને રાજા મનમા બહુ આનદ પામ્યો

તે વાતને થોડા દિવસ ગયા પછી એક વખતે ભોજરાજા પોતાના રિસાલા સાથે થોડે દૂરના ગામડા જોવા ગયો ત્યા કાલિદાસ સાથે હતો તેઓ ફરતે ફરતે ઘણે દૂર નીકળી ગયા. હવે રાતમાં પાછા ફરી શકાય એવુ ન હતુ તેથી પાસેના એક

ગામમાં બધાયે રાતવાસો કર્યો. બીજે દિને સવારના ઉઠીને ભોજે કહ્યું, "કાલિદાસ, આપણે અહીથી ધારાનગર પહોચીશુ ત્યા તો સાજ પડી જશે રસ્તામા ખાવાપીવાનો બંદોબસ્ત કરીશુ પણ મારે તો નિયમ છે કે લીલાવતી રાણીનુ મુખ જોવા પછી જ મારે ખાવુ પીવુ તેનુ કેમ કરીશુ? સાજ સુધી ભુખ તરસ મારાથી કેમ ખમાશે!"

કાલિદાસે કહ્યુ "હે રાજન્, આપ પરદેશમાં નીકળ્યા છો ત્યા એ નિયમ બાધ કરે એમ નથી માટે અહી હરકત નથી"

રાજાએ કહ્યુ, "નહિ, નહિ, એમ તો ન થાય લીલાવતી રાણીનુ મુખ જોયા વગર હુ પાણી પણ નહિ પીઉ."

કાલિદાસે કહ્યુ, "ત્યારે હવે એક ઉપાય છે. આપની પાસે મહારાણીની છબી હોય તો તે જોઇને પાણી પીઓ તેથી આપના નિયમને બાધ નહિ આવે."

ભોજરાજાએ કહ્યુ, "પણ મારી પાસે છબી પણ નથી, પણ તમે લીલાલતીનુ મુખ જોયુ છે માટે તમે જો તેમની છબી ચિતરી કાઢો તો એ બને ખરૂ."

કાલિદાસે થોડા દિવસ ઉપર લીલાવતીનુ વર્ણન કર્યું હતુ તે આબેહુબ હતુ તેથી ભોજને એ વિચાર સુજ્યો હતો.

રાજસી ખટલો તેથી બધો સામાન સાથે હતો. એક ચર્મ પત્ર લઈ તેની ઉપર કાલિદાસે ચિત્ર કાઢવા શરૂઆત કરી થોડીવારમાં ચિત્ર તૈયાર થઈ રહ્યુ એટલે એમા કાઈ ખોડખાપણ છે કે નહિ તે જોવા કાલિદાસે આદ્ય શકિતની સ્તુતિ કરી. તે જ વખતે તેના હાથમાની પીછીમાંથી ચિત્રમાં જાગને ઠેકાણે એક બારીક ટપકુ પડ્યુ. આ જોઈ કાલિદાસને વિચાર આવ્યો કે નિશ્ચય રાણીને આ ઠેકાણે તલ હોવુ જોઈએ. પછી તે છબી રાજાના હાથમાં આપી. રાજા તે છબી જોઈ

રહ્યો. લીલાવતીની તે આબેહુબ મૂર્તિ હતી તેમા જરા પણ ફેર ન હતો. પણ તેની જાંગ આગળના ભાગ ઉપર ટપકુ જોતા રાજા ચોકયો. રાણીનુ મુખ તો કાલિદાસે જોયુ હતુ પણ આ ભાગ તેના જોવામા શી રીતે આવ્યો તે વિષે રાજાના મનમા શક ઉત્પન્ન થયો. પણ પોતાના મનની ખાત્રી કરવા તેણે વિચાર કર્યો. માણસને શક રહેતાં તે કોઈ વખત વગર વિચાર્યું કામ કરી દે છે પણ પાછળથી શક ખોટો પડતા પસ્તાવો થાય છે તે પ્રમાણે પોતાને ન થાય માટે 'આ છબી બરોબર નથી' એમ કહી ફાડી નાંખી અને બીજી ચીતરવા કહી. કાલિદાસે હુકમ મુજબ બીજી ચીતરી તેમા પણ અચાનક રીતે તે જ ઠેકાણે પીછીમાથી ટીપુ પડી ગયુ. બેચાર છબીઓ રાજાએ ચિતરાવી પણ બધી એક સરખી જ થઈ. હવે રાજાની ખાત્રી થઈ કે કાલિદાસ વિષયી છે એ હુ જાણતો હતો પણ મારૂ જ ઘર તે મારશે એમ હું સ્વપ્ને પણ ધારતો ન હતો. ઠીક છે કોઈ પણ યુક્તિથી હું વર તો લઇશ

પોતાની પટરાણી સાથે કાલિદાસને આવો સંબધ છે એવો વહેમ ભોજના મનમા પેસી ગયો. પણ તે વખતે તે કાંઈ ન બોલ્યો. ધારાનગરમા ગયા પછી એ વાત ઉપાડવા એવો તેણે નિશ્ચય કર્યો.

એક દિવસે તે જ વિચારમાં રાજા બેઠો હતો એટલામા કાલિદાસનુ રાજાને સ્મરણ થયુ કે દિવસ જતે તે વધારે ઉન્મત્ત થતો જાય છે. મને પણ સામા જવાબ આપે છે. માણસ જાતનો સ્વભાવ જ છે કે એક માણસ વિષે જ્યારે મનમા ખરાબ વિચારો ઉત્પન્ન થાય છે ત્યારે તેના કંઈક છિદ્રો બહાર પડે છે. ભોજે પણ તેવી જ રીતે તેના છિદ્રો શોધવા માડ્યા. કાલિદાસના આટલા બધા ગુણો છતા થોડા અવગુણોએ રાજાના મનમા જડ બેસાડી. તેણે ગમે તેમ

કરીને કાલિદાસનો જીવ લેવાનો વિચાર કર્યો. તેણે પોતાના ગુપ્ત દુતોને બોલાવી મગાવી તેમને હુકમ કર્યો કે કાલિદાસને ગુપચુપ જંગલમા લઈ જઈને કોઈના પણ જાણવામા ન આવે એવી રીતે તેને મારી નાખવા.

રાજાની આજ્ઞા થતા દુતો કાલિદાસને શોધી કાઢી એક અઘોર વનમા તેને મારવા માટે લઈ ગયા ત્યા પોતાની આવી અવસ્થા શા કારણથી કરવામા આવી હતી તેનુ કારણ તે તરત પામી ગયો. તેણે પેલા દુતોને કહ્યુ, "અરે દુતો, શુ રાજાએ તમને એવી આજ્ઞા કરી છે કે મને મારી જ નાખવો?"

દુતોએ હા પાડી.

કાલિદાસ બોલ્યો, "તમે જાણો તો છો કે આગળ ઘણી વખત રાજાએ મને મારી નાખવા મોકલ્યો હતો, છતા તેને મારી ગરજ પડતા મને શોધી કઢાવ્યો હતો મારા વિષે તેના મનમા હાલ કાંઈ વહેમ ઉત્પન્ન થયો હોય એવું મને લાગે છે તેથી તેણે મારો વધ કરવા તમને આજ્ઞા આપી છે. પણ જ્યારે તેને મારી ગરજ પડશે ત્યારે તે તમને કહેશે કે કાલિદાસને શોધી લાવો. તે વખત તમે શો જબાબ આપશો તેનો તમે વિચાર કરો. તમારા પ્રાણ તમને વહાલા હોય તો તમે મને જીવતો છોડી મુકો અને હુ તેનો બદલો તમને જરૂર સારી રીતે વાળી આપીશ."

પેલા દુતોએ પોતપોતામા થોડીવાર વિચાર કર્યા પછી કહ્યુ "મહારાજ, અમે તો ચીઠીના ચાકર, રાજાની આજ્ઞા થતા તમને મારી નાખવા અહી લાવ્યા હતા, પણ તમારી વાત અમને સાચી જણાય છે. પણ તમે પાછા શેહેરમા નહિ આવવા કબુલ થાવ તો અમે તમને છોડી મુકીએ"

કાલિદાસે તેમ કરવા કબુલ કર્યું એટલે પેલા ખુનીઓએ તેને છોડી મુકયો. કાલિદાસે પોતાની આગળીમા પહેરેલી હીરાની

વીટી તેમને ઉતારી આપી એટલે તેઓ આનદ પામી ત્યાથી ચાલી ગયા. અને કાલિદાસ ત્યા જ ઉભો રહ્યો. તેના મનમા એવુ હતુ કે હાલ તો રાજા મારા ઉપર ગુસ્સે છે પણ જ્યારે મારી નિર્દોષતા એને જણાશે ત્યારે એ પસ્તાશે અને તે વખતે એને મારી ગરજ પડશે માટે મારે રહેવું તો ધારાનગરમા જ.

રાત પડતા તે ધારાનગરમા પ.છો દાખલ થયો. તેણે પોતાના ઉપરના વેશમા થોડો ફેરફાર કરી નાખ્યો હતો. તે ગુપચુપ પોતાની માનીતી વેશ્યાને ત્યા ગયો. ત્યા દરવાજો ઉઘડાવી અંદર દાખલ થયો, અને તે વેશ્યાને એકાતમા બોલાવી પોતાની બધી વાત કહી સભળાવી. વેશ્યાએ તેને પોતાના ઘરમા એક સ્ત્રીના વેશમાં રાખ્યો

આ વાતને થોડા દિવસ થઈ ગયા પછી ભોજરાજાનો પાટવી કુવર શિકાર કરવા ગયો અને વધારે શિકારને લોભે તે ઘણો દુર નીકળી ગયો. પણ જંગલમા રાજકુંવર રસ્તો ભુલી ગયો. રસ્તો શોધતા શોધતા રાત પડવા માડી. હવે તેનુ કેમ કરવુ તેના વિચારમા રાજકુવર પડયો જો એ રસ્તા ઉપર નીચે સુવે તો જંગલી જનાવર તેને મારી નાખે એવી બીક હતી એટલે કોઈ ઝાડ ઉપર સુવાનો તેણે વિચાર કર્યો. એક ઉચુ વડનુ ઝાડ શોધી કાઢી, પોતાના ઘોડાને છુટો ચરવા છોડી દઇને તે ઝાડ ઉપર પોતે ચઢી ગયો. અડધા ઝાડ ઉપર એ ચઢયો એટલે રાજકુવરની નજર એક વાદરા ઉપર પડી. તે વાદરો એક ઊંચી ડાળી ઉપર બેઠો હતો. હવે પોતે શુ કરવુ તેના વિચારમા કુવર પડયો. એટલામા પેલા વાદરાએ કહ્યું, "અરે કુવરજી, ગભરાશો નહિ, ઉપર આવો."

પોતાને આવી હીમત આપનાર શબ્દો જ્યારે રાજકુંવરના સાભળવામા આવ્યા ત્યારે તે ઉપરની બાજુએ ગયો. પાસે જતા વાંદરાએ કહ્યું, "કુવરજી, હુ ઘણા દિવસ થયા આ ઝાડ ઉપર રહુ છું. દિવસના તો મને સુખે ફરવા હરવા તથા સુવા

બેસવાનો વખત મળે છે પણ રાતના તો મારાથી મુદ્દલ સુવાતુ નથી."

તેનુ આવુ બોલવુ સાંભળી રાજકુંવરે પુછ્યુ, "એવુ તે તને શુ દુઃખ છે કે રાતના ઉંઘ પણ નથી આવતી?"

વાદરાએ ઉત્તર આપ્યો કે "દિવસના તો મને આનંદ થાય છે પણ રાતની વખતે એક વિકાળ વાઘ અહી આવે છે. તે દરરોજ ઘણા પ્રાણીઓનો નાશ કરે છે. મને પકડવા માટે પણ તે ઘણા ફાંફા મારે છે પણ હુ આટલો બધો ઉંચે બેસુ છુ તેથી તેનો લાગ ફાવતો નથી. તેને હવે અહિં આવવાનો વખત થયો છે, પણ આજ તો તમે આવ્યા છો તેથી મને ઉંઘવાનો વખત મળશે. અડધી રાત તમે જાગજો અને અડધી રાત હુ જાગીશ"

રાજકુવરને એ વાત પસદ પડી એટલે આખા દિવસનો થાકેલો રાજકુવર પેલા ઝાડની ડાળી ઉપર સુઈ ગયો વાદરાએ તે પડી ન જાય તેથી તેને પકડી રાખ્યો. થોડીવારમા વાઘ આવ્યો. તેણે ઉચે જોયુ તો કોઈ મનુષ્ય સુતો છે અને તે પડી ન જાય માટે તેને મજબુત પકડીને પેલો વાદરો બેઠો છે એવુ તેના જોવામા આવ્યુ. થોડીવાર ગુપચુપ બેઠા પછી વાઘે વાંદરાને કહ્યુ, "અરે વાદરા, તુ આ કોને પકડીને બેઠો છે? એને તુ નીચે નાખી દે, એટલે હુ તેનો ભક્ષ કરી પાછો ચાલ્યો જાઉ અને પાછો કદી પણ તને હેરાન કરવા હું નહિ આવુ"

આ સાભળી વાદરો બોલ્યો, "અરે, તુ કોઈ મૂર્ખ જણાય છે! જે માણસ મારા ઉપર વિશ્વાસ રાખી નીરાતે સુતો છે તેને હુ વિશ્વાસઘાત કરૂ! બધા પાપ કરતા વિશ્વાસઘાતનુ પાપ મોટુ છે. એ મારાથી કદી પણ બનનાર નથી"

વાઘે કહ્યુ, "પણ એમા તારે બીજુ કાંઈ કરવાનુ નથી. તેં એને પકડી રાખ્યો છે તે છોડી દે એટલે એ પોતાની મેળે નીચે પડશે."

વાંદરે જવાબ આપ્યો, "મુર્ખ, એ વિશ્વાસઘાત નહિં તો બીજુ શુ ? મારા હાથે એ તો કદી જ બનનાર નથી. તુ તારે માર્ગે સીધે સીધો ચાલ્યો જા."

વાઘે વાંદરાને ઘણો ઘણો સમજાવ્યો પણ વાંદરો એકનો બે ન થયો. પોતાનુ કાંઈ વળતુ નથી જાણી વાઘ નિરાશ થઈને બેઠો. મધ્યરાત્રિ થઈ જતા વાંદરાએ રાજકુવરને જગાડીને કહ્યુ, "કુવરજી, નીચે વાઘ આવીને બેઠો છે. તમે સાવધ રહેજો એ તમને ઘણી રીતે સમજાવશે પણ તમે મને નીચે નાખી દેશો નહિ. એ ઉચા કુદકા મારી તમને ડરાવશે પણ તમે ડરશો નહિ. હુ તમારે વિશ્વાસે સુઉ છુ માટે મને વિશ્વાસઘાત કરશો નહિ વગેરે ઘણા ઘણા વચનો કહ્યા. રાજકુવરે તેને બધી રીતની કબુલાત આપી.

પછી વાંદરાએ ઝાડની ડાખળી ઉપર પોતાની પુછડી વીટાળીને રાજાની આગળ પોતાનુ માથુ કરી સુતો. થોડીવાર પછી વાઘે રાજકુંવરને કહ્યુ "હે માનવી, આ વાંદરાને તુ નીચે નાખી દે. જો તુ એને નહિ નાખી દે તો હું તને મારી નાખીશ."

તે સાભળી રાજકુવરે કહ્યુ, "અરે ઘાતકી પ્રાણી,! શુ હુ વિશ્વાસઘાત કરૂ ? ના, ના, એમ તો મારાથી બને જ નહિ."

વાઘે કહ્યુ, "પોતાનો જીવ બચાવતા બીજાનો જીવ આપવો એમા વિશ્વાસઘાત કહેવાય નહિ. જો તુ આને નીચે નહિ નાખી દે તો પછી હુ તારા બહુ બુરા હાલ કરીશ."

આમ બોલી વાઘ કુદકા મારવા લાગ્યો. ઇશ્વરેચ્છાથી રાજકુંવર તેના કુદકા જોઈ ગભરાવા લાગ્યો. તે ભાન ભુલી ગયો. પોતાનો જીવ બચાવવા તેણે ઠરાવ કર્યો. વાંદરાને તેણે પકડી રાખ્યો હતો તે છોડી દીધો અને ઉપરથી ધક્કો

માર્યો. પણ વાદરાએ ડાળી સાથે પુછડી વીટાળી હતી તેથી એ નીચે પડી ગયો નહિ. પોતાના વિશ્વાસનો ઘાત થયો જોઈ વાદરે કહ્યુ, "અરે ભલા માણસ, અધર્મ કરીશ નહિ. મને તુ નીચે ના નાખી દે! તને પાપ લાગશે, વિશ્વાસઘાત રૂપી મહાપાપ અઘોર નર્કમા લઈ જનાર છે એ પાપ તુ કર નહિ અને મારૂ રક્ષણ કર."

પણ તેના મનમા તે વાત ઉતરી નહિ અને તેની "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" થઈ. વધારે જોર કરી વાદરાને તેણે નીચે ફેકી દીધો, પોતાનો લાગ જોઈ વાઘે તેને તુરત પકડી લીધો અને પજા નીચે દમાવી તેને મારી નાખવા તજવીજ કરવા લાગ્યો. પોતાનુ આવી બન્યુ છે એમ વાદરો જાણતો હતો તોપણ હસવા લાગ્યો. વાદરાને હસતો જોઈ વાઘે આશ્ચર્ય પામીને કહ્યુ "અરે વાદરા, તુ કાળના મોઢામા પડયો પડયો શા માટે હસે છે? આટલીવાર તો પેલા માનવીને તુ કાલાવાલા કરતો હતો અને મારા હાથમા આવ્યા પછી તુ હસે છે તેનુ શુ કારણ?"

આ સાભળી વધારે હસીને વાદરે કહ્યુ, "તે વાત જાણીને તારે શુ કરવુ છે? તુ તારૂ કામ કર"

વાઘે કહ્યુ, "પણ મને કહે તો ખરો! હુ જરા સાભળુ તો સહી।"

વાદરો બોલ્યો, "પણ તે તને કહી સભળાવામા શો સાર? એ વાત પુછવાની તારે જરૂર નથી"

વાદરાના આવા માર્મિક શબ્દોથી વાઘની જિજ્ઞાસા વધારે ઉશ્કેરાઈ. તે વાદરાને કાલાવાલા કરવા લાગ્યો. વાદરાએ બરોબર લાગ છે જાણી કહ્યુ, "તે મને તારા પજામા મજબુત પકડયો છે તે જરા ઢીલો કર એટલે હુ બોલી શકુ, મારાથી શ્વાસ પણ સરખી રીતે લેવાતો નથી."

હસવાનુ કારણુ સાભળવાની આતુરતામા વાઘે તેની ઉપરનો પોતાનો કબ્જો થોડો ઢીલો કર્યો કે તરત જ જોર કરી તેના હાથમાથી છટકી કુદકો મારીને વાદરો ઝાડ ઉપર ચઢી ગયો. વાઘની ફાળ ન પહોચે એટલે ઉચે બેસી તે રૂદન કરવા લાગ્યો પોતાના પંજા નીચે પડયો પડયો વાદરો હસતો હતો, પણુ જ્યારે કાળના મુખમાથી બચ્યો ત્યારે તે શા માટે રડતો હતો એ જોઈ વાઘે પુછ્યુ, "અરે વાદરા, જ્યારે તુ મારા પંજા નીચે હતો ત્યારે તો હસતો હતો પણુ હવે છુટો થયો ત્યારે તુ શા માટે રડે છે ?"

આ સાભળી વાદરે કહ્યુ, "મર્ખની પ્રીતિ કરવા માટે હુ રડુ છુ. મારા પોતાને માટે હુ કાઈ રડતો નથી. હું તારા હાથમા આવ્યો તે વખતે મોત સિવાય બીજો કાઈ મારો માર્ગ ન હતો. તે મોતના મોઢામાથી છુટવા માટે મે ચરિત્ર કર્યું અને તેમા હું ફાવ્યો જો મારા હસવાથી તને આશ્ચર્ય લાગ્યુ ન હોત તો હુ શી રીતે છુટત ? વળી મને બીજું પણુ દુઃખ થાય છે કે આ ઘાતકી પુરૂષે પોતાના સ્વાર્થ માટે મને નીચે ફેંકી દીધો તેથી તેને શ્રાપ લાગશે, અને તે શ્રાપમાથી મુકત થતા તેને મુશ્કેલ પડશે."

આમ કહી વાદરો મુગો રહી ગયો. યોડીવારે પ્રભાત થતા વાઘ પોતાને ઠેકાણે જતો રહ્યો. વાદરો ભોજ કુમારથી થોડે દુર બેઠો હતો પણુ કાઈ બોલતો નહતો રાજકુવરની વાચા બધ થઈ ગઈ હતી. વિ. સે. મે. રા. સિવાય બીજો એકપણુ શબ્દ તે બોલી શકતો ન હતો. તે ગાડા સરખો થઈ ગયો હતો. પણુ પ્રભાત થતા તે ઝાડ ઉપરથી નીચે ઉતર્યો અને પોતાના શહેર તરફ ચાલ્યો.

રાતના તેણે પોતાના ઘોડાને છુટો ચરવા મુકી દીધો હતો તે ધારાનગરમા જઈ ઉભો. રાજકુંવર વગર તેને એકલો

જોઈ બધા આશ્ચર્ય પામ્યા. રાજકુંવરને કોઇએ લુટી લીધો હોય એમ તો ન હતુ ઘોડા ઉપરનુ કીમતી સાજ પણ એમ જ અનામત હતુ. પણ બીજી કાંઈ અડચણ આવી હોય એમ બધાને લાગ્યુ. ભોજ તો પોતાના કુમારના ગુમ થવાથી અડધ ગાડા જેવો થઈ ગયો. તેણે તરત પોતાના સ્વારોને હુકમ કર્યો કે ચારે દિશા તરફ શોધ કરીને કુવરને લઈ આવો

પાટવી કુમારને શોધવાને ચારે દિશાએ માણસો દોડ્યા આ તરફ કુંવર સાથે ગયલા માણસો આખી રાત બહાર રહ્યા હતા તેમને પણ કુવરના ગુમ થવાની ખબર મળી તેથી તેઓ જે રસ્તે કુંવર ગયો હતો તે રસ્તે ગયા થોડી-વારમા જ તેમની મહેનત સફળ થઈ. ગાડા સરખા વેશે કુંવર તેમને સામો મળ્યો. પેલા માણસોએ પુછ્યુ, “મહારાજ, આખી રાત આપ કયાં રહ્યા હતા?”

કુંવરે જવાબ આપ્યો “વિ. સે. મે રા ”

કોઈ કાંઈ સમજ્યુ નહિ. ફરીથી એકે પુછ્યુ, “શુ ઘોડાએ આપને નાખી દીધા હતા?”

કુમારે જવાબ આપ્યો. “વિ. સે. મે રા.”

વધારે ગુચવાઈ જઈ પુછ્યુ, “મહારાજ, આપને શરીરે કાંઈ કસર છે!”

પાટવી કુંવરે જવાબ દીધો, “વિ. સે મે. રા.”

આ ચાર અક્ષર સિવાય બીજો કાંઇ પણ ઉત્તર કુવરના મોઢામાંથી ન નીકળતો જોઈ બધા આશ્ચર્ય પામ્યા. તેને કાંઇ વળગાડ વળગ્યો છે કે ગાડાઈ લાગી છે તે પણ કોઈ જાણી ન શક્યું. બીજા કેટલાક સવાલો પુછ્યા પણ વિ. સે. મે. રા સિવાય બીજો ઉત્તર ન મળ્યો. પછી એક ઘોડા ઉપર બેસા-ડીને તેને ધારાનગર લઈ ગયા. રાજા ભોજ પણ પોતાના પાટવી કુંવરની આવી હાલત જોઈને આશ્ચર્ય પામ્યો. તેણે

પણ તેને સવાલો પુછ્યા, પણ વિ. સે. મે. રા. સિવાય બીજો ઉત્તર ન મળ્યો. કેટલાક જાદુ કરનાર, જુવા, મંત્રશાસ્ત્રી વગેરેને બોલાવી મંગાવી તેને શુ છે તે પુંછાવ્યુ પણ કુવરની હાલત કોઈના પારખવામાં આવી નહિ. મોટા મોટા વૈદોએ તેની નાડી જોઈ તેઓ પણ તેનો રોગને પારખી શકયા નહિં. આ પ્રમાણે થોડા દિવસ નીકળી ગયા પછી જ્યારે કાંઈ ન વળ્યુ ત્યારે ભોજને કાલિદાસ યાદ આવ્યો. જો કાલિદાસ હોય તો તે કાંઈ ઉપાય શોધી કાઢે એમ તેણે ધાર્યું. પણ પોતે તેને મારી નંખાવ્યો હતો એમ ધારી એ દિલગીર થયો. વળી તેને યાદ આવ્યુ કે કાલિદાસને મહાકાળીની સહાય છે, તેથી તેનો નાશ કરવા કોઈ સમર્થ નથી. પ્રથમ જેમ તેનો બચાવ થયો છે તેમ હાલ પણ કેમ ન થયો હોય? તેણે પેલા દુતોને બોલાવી મગાવી કહ્યું, "તમારા હાથે કાંઈ પણ અપરાધ થયો હોય તો તમને ક્ષમા છે, પણ તમારે ખરૂ જ બોલવુ થોડા વખત ઉપર કાલિદાસ નામના પડિતને મારી નાખવા માટે મે તમને સોપ્યો હતો, તેને તમે મારી નાખ્યો હતો કે જીવતો છોડી દીધો હતો તે ખરેખરૂ કહો?"

પેલા દુતો બીચારા વિચારમા પડ્યા અને રાજાને શો જવાબ આપવો તે તેમને સુઝ્યો નહિ. તેમને ગભરાઈ ગયલા જોઈ રાજાએ પુછ્યુ, "મારે હાલ તે પડિતનુ કામ પડયુ છે માટે જો તમે તેને જીવતો મુકી દીધો હશે તો હુ તમને ઇનામ આપીશ, પણ તમે તેને મારી નાખ્યો હશે તો હું તમને સખત શિક્ષા કરીશ."

રાજાના આવા વચનો સાભળી તેઓ વધારે ગભરાઈ ગયા. તેમણે રાજાને પગે લાગીને કહ્યુ, "મહારાજા, અમારો અપરાધ ક્ષમા કરજો. અમે તે પંડિતરાજને જીવતો મુકી દીધો છે."

કાલિદાસ જીવતો છે જાણી રાજા આનંદ પામ્યો. તેણે પુછ્યું, "તે કયાં રહે છે તે તમે જાણો છો?"

દુતોએ જવાબ આપ્યો, "ના, મહારાજ, તે તો અમે જાણુતા નથી. અમે તેને વનમા છોડી દીધો હતો અને આ નગરમા તેણે ફરીથી આવવુ નહિં એવી અમે તેની પાસેથી કબુલાત લીધી હતી."

રાજાએ વિચાર કર્યો કે કાલિદાસ ઘણુ કરીને તો આ નગરમા જ સતાઈ રહ્યો હશે. એને કોઈ રીતે શોધી કાઢવો તે જોઈએ. પેલા દુતોને થોડુ ઇનામ આપી ત્યાંથી રવાના કર્યા, પછી કાલિદાસને શી રીતે શોધી કાઢવો તેના વિચારમાં રાજા પડ્યો. આખરે તેને એક યુક્તિ યાદ આવી. પોતે એક શ્લોકનુ પૂર્વાર્ધ બનાવી તેનો ઉત્તરાર્ધ જે કોઈ કહે તેને ઇનામ આપવા જાહેર ઠરાવ કર્યો. પોતાને મનમાનતો ઉત્તરાર્ધ કાલિદાસ સિવાય બીજાથી અપાવાનો નથી એમ રાજા જાણુતો હતો. તેણે થોડીવાર વિચાર કરી એક શ્લોક તૈયાર કર્યો

' स्निग्धमुष्णं च भोजनं "

આ ચોથુ ચરણ બનાવી શહેરમા જાહેર કર્યુ કે જે કોઈ આ શ્લોકના બાકીના ત્રણ ચરણ બનાવી આપશે તેને રાજા તરફથી મોટુ ઇનામ મળશે.

ઘણા પડિતોએ તે શ્લોકના બીજા ત્રણ ચરણો બનાવવા પ્રયત્ન કર્યા. આ વાત વેશ્યાના ઘરમા ગુપ્ત રહેલા કાલિદાસના જાણુવામા આવી એટલે તે સમજી ગયો કે આ બધી યુક્તિ પોતાને શોધી કાઢવા માટે રાજાએ રચી છે પણ રાજાને હાલ જાહેર ન થવુ રાજા પોતે શોધી કાઢે ત્યારે જ વાત. આમ વિચારી તેણે ત્રણ ચરણ તૈયાર કર્યા અને તે લખી આપી એક માણુસને રાજાપાસે મોકલ્યો. દરેક શ્લોક લાવનાર માણુસનો શ્લોક રાજા

સાંભળી જતો પણ તેમાં કાલિદાસની કૃતિ જણાતી નહિ એટલે તેને રવાના કરતો. આખરે પેલા માણસની વારી આવી. તેણે પોતાનો શ્લોક રાજાને વાંચી સંભળાવ્યો.

अशीतेनांभसा स्नानं पयःपानं नवास्त्रियः॥
एतद्वो मानुषाः पथ्यं स्निग्धमुष्णं च भोजनं ॥ १ ॥

આ શ્લોક સાંભળતા ભોજ ચોંક્યો. નિશ્ચય આ શ્લોક કાલિદાસનો જ છે. એના વગર બીજો કોઈ આ શ્લોક કહી શકે તેમ નથી

આમ ધારી પેલા શ્લોક લાવનાર માણસને દમ આપીને તેણે પુછ્યુ કે, "ખરૂ બોલ, તને આ શ્લોક કોણે કરી આપ્યો?"

પેલા માણસે ગભરાઇ જઈને કહ્યુ, "મહારાજ, આ શ્લોક મે નથી કર્યો. મારી શેઠાણીએ મને આપ્યો છે."

તે શેઠાણી કોણ છે તે વિષે રાજા ભોજે પુછપરછ કરતા તેણે પેલી ગુણકાનુ નામ દીધુ એટલે ભોજે પુછ્યું, "શુ આ શ્લોક તે ગુણકાએ કર્યો?"

પેલા માણસે ઉત્તર આપ્યો, "ના, મહારાજ, આ શ્લોક એણે પોતે કર્યો નથી પણ એને ત્યા એની ધર્મની એક પુત્રી છે તેણે આ શ્લોક કરી આપ્યો છે."

રાજાએ પુછ્યું, "તે કોણ છે અને કયાથી આવી છે તે તુ જાણે છે?"

પેલાએ જવાબ આપ્યો, "ના, મહારાજ, તે તો હુ કાંઈ જાણતો નથી. ધર્મની એની એ પુત્રી હમેશ પડદામા રહે છે. કોઈને પોતાનુ મોઢું પણ એ બતાવતી નથી. મેં પણ તેને કોઈ દિવસ દીઠી નથી. અમારી શેઠાણી પણ તેના હુકમમાં જ ચાલે છે."

આટલી વીગત પુછી પણુ તેમાંથી ભોજને કાંઈ સાર મળ્યો, નહિં પણુ જોઈએ તો ખરા એમ ધારી તે માણુસને થોડું ઈનામ આપી તેને ત્યાથી રવાના કર્યો. પછી રાજા પોતાના પ્રધાન વગેરે મંડળને લઈને તે ગુણુકાને ઘેર ગયો.

કાલિદાસે તે ગુણુકાને પહેલેથીજ બધુ શીખવી મુકી હતી.

થોડીવાર થઈ એટલે પેલા શ્લોક લઈ જનાર માણુસે દરબારની બધી હકીકત કાલિદાસને તથા પોતાની શેઠાણીને કહી. તેને પાછા ફરે થોડીવાર થઈ એટલામાં એક દરબારી સીપાઈ એ ખબર આપી કે મહારાજાધિરાજ ભોજરાજા પોતાના થોડાક દરબારીઓ સાથે અહિં આવે છે.

ગુણુકાએ રાજાનો આદરસત્કાર કરવા માટે બધી તૈયારી કરાવી રાખી હતી. થોડીવારે ભોજ પોતાના પ્રધાન મંડળસાથે ત્યાં આવ્યો. ગુણુકાએ તેને સારી રીતે માન આપીને બેસાડયો. પછી ભોજરાજાએ કહ્યુ, "તારા ઘરમાથી આજનો શ્લોક જેણે કરી આપ્યો હતો તેને તુ અહી બોલાવ."

ગુણુકાએ જવાબ આપ્યો. "રાજાધિરાજ, એ મારી ધર્મની પુત્રી છે. એ કોઈ પણુ પુરૂષને પોતાનુ મોઢુ બતાવતી નથી, પોતાના હાથ સિવાય બીજાના હાથનુ રાંધેલુ અન્ન સુદ્ધાં એ જમતી નથી. એ હમેશ એકાતમા જ રહે છે, પણુ આપનું કાંઈ કામ હશે તો તે કરી આપશે માટે આપની આજ્ઞા હોય તે આપ મને ફરમાવો."

રાજાએ વિચાર્યું કે હાલને હાલ વધારે વાત કરવામાં સાર નથી. જે હશે તે પાછળથી થઈ રહેશે. જોઈએ તો ખરા કે એને હાથે કાંઈ થાય છે કે નહિં

આમ ધારી રાજાએ કહ્યુ. "પાટવી કુંવરનુ મગજ ઠેકાણે નથી અને તે માટે ઉપાય કરી કરીને અમે થાકયા પણુ

કાંઈ સુધરતું નથી તેથી હવે જો તારી પુત્રી એને સારો કરશે, તો તને અમે સારૂં ઇનામ આપીશું."

ગુણકાએ કહ્યું "મહારાજ અમે તો આપના નોકર જ છીએ. આપના રાજ્યમાં હું સુખી છું. મને ધનની દરકાર નથી. મારી પુત્રી તમારા પાટવી કુમારને સારો કરવા પોતાનાથી બનતો પ્રયત્ન કરશે. માટે તેને આવતી કાલ સાંજના જરૂર તેડી આવજો.

પછી ભોજરાજા ત્યાથી પોતાના મહેલ તરફ ગયો. બીજે દિવસે ઠરાવેલે વખતે પોતાના પ્રધાન મડળ તથા પાટવી કુવરને લઈને રાજા તેને ત્યા આવ્યો. ગુણકાએ રાજાનો સત્કાર કરવા માટે બધી સામગ્રી તૈયાર કરી રાખી હતી. એક બાજુ પડદો બાધી તેની ધર્મની પુત્રી ( કાલિદાસ ) ને બેસાડી હતી, રાજકુંવરને બધાની આગળ બેસાડયો હતો. બધા બેઠા પછી પડદામાંથી કાલિદાસે રાજકુવરને પુછ્યું તેનો વિ. સે. મે. રા. સિવાય બીજો ઉત્તર ન મળ્યો. આ ઉપરથી શો બનાવ બન્યો છે તે કાલિદાસ જાણી ગયો. તેણે કહ્યુ, "મહારાજ, આ રાજકુંવરે વિશ્વાસઘાતરૂપી મહાપાપ કર્યું છે. વિ સે. મે. રા. આ જે ચાર અક્ષર રાજકુમાર બોલે છે તેનો ખુલાસો સાભળોઃ—

વિ—વિશ્વાસઘાતનો શાપ લાગ્યો છે. એનો ઉપાય છે.

સે—સેતુબંધ રામેશ્વર વગેરે તીર્થો કર્યાથી બીજા પાપ દુર થાય છે પણ વિશ્વાસઘાતરૂપી મહાપાપ દુર થતુ નથી.

મે—મેરૂ જેવા મોટા પર્વતો કરતા પણ વિશ્વાસઘાતરૂપી પાપ પૃથ્વીને વધારે ભાર રૂપ છે.

રા—એ પાપમાંથી મુકત થવાનો ઉપાય હજારો ગૌદાન કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

"હે રાજન્, મેં જેટલું જાણ્યુ છે તેટલું મેં તમને કહી સભળાવ્યુ છે, હવે એ પાપમાથી છોડવવાનો ઉપાય હું કરીશ."

આમ કહી થોડીવાર ચુપ રહ્યા પછી કાલિદાસે કહ્યું:—

**विश्व सम्प्रतिबंधानां ये च विश्वासघातकाः ।**
**ते नरा नरके यान्ति, यावच्चंद्रदिवाकरौ ॥ १ ॥**

ભાવાર્થ—વિશ્વાસે રહેલા મનુષ્યનો જે વિશ્વાસઘાત કરે છે તે નર જ્યાં સુધી સુર્ય ચંદ્ર પ્રકાશે છે ત્યાંસુધી નરકનો વાસી થાય છે.

કાલિદાસને મોઢે આ શ્લોક સાંભળતા જ રાજકુમારે "વિ" અક્ષર બોલવો મુકી દઈ માત્ર "સે. મે. રા." બોલવા માંડ્યા. પછી કાલિદાસે બીજો શ્લોક કહ્યો —

**सेतुबंधे नरः स्नात्वा गंगासागरसंगमे ।**
**ब्रह्मघ्ना_च्यते पापान्मित्रद्रोही न मुच्यते ॥**

ભાવાર્થ—સેતુબંધ, રામેશ્વર તથા ગંગાસાગરના સંગમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યા કરનાર તેમાંથી મુકત થાય છે. પણ મિત્રદ્રોહ કરનારનું પાપ તેથી મુકત થતું નથી

આ શ્લોક સાંભળી "સે" અક્ષર પણ બોલાવે રાજકુમારે મુકી દીધો, માત્ર "મે. રા." બોલવા માંડ્યું આમ થવાથી કાલિદાસે ત્રીજો શ્લોક કહ્યો:—

**मेरोर्न पर्वता_रो अमाराः सप्तसागराः ।**
**एक एव महान् भारस्त्वस्ति विश्वासघातिनः ॥**

ભાવાર્થ—મેરૂપર્વત તેમ જ સાત સમુદ્ર પૃથ્વીને ભાર રૂપ નથી, પણ વિશ્વાસઘાતી મનુષ્ય જ પૃથ્વીને ભાર રૂપ છે.

આ શ્લોક સાંભળી રાજકુમારે "મે" અક્ષર બોલવો મુકી દીધો. માત્ર "રા" શરૂ રાખ્યો, તે જોઈ કાલિદાસે ચોથો શ્લોક કહ્યો:—

**राज्यं च राजपुत्रं त्वं यदि कल्याणमिच्छसि ।**
**गवां ल_सहस्राणि, दत्वा पापात्प्रमुच्यते ॥**

ભાવાર્થ—હે રાજપુત્ર, જો તું તારા રાજ્ય અને કલ્યાણને ઇચ્છતો હોય તો લાખો ગાયોનું દાન કર કે જેથી તારા કરેલ પાપ નાશ પામશે.

આ સાંભળી ભોજ રાજાએ પોતાના કુવરને હાથે લાખો ગાયોના દાનનો સંકલ્પ મૂકાવ્યો એટલે તેની ઘેલછા છુટી ગઈ. તે બધા સાથે સારી રીતે વાતો કરવા લાગ્યો. તેણે વનમાં બનેલી વાત બધાને કહી સંભળાવી તેની વાત સાભળી લીધા પછી ભોજરાજાએ તે ગુણકાની પુત્રીરૂપી કાલિદાસને પુછ્યુ, "હે પુત્રિ ! તુ આ નગરમા આ ઘરની અંદર રહેછે અને કોઈ દિવસ બહાર નીકળતી નથી, છતા વનમાં બનેલી આ વાત તેં કેમ જાણી ?"

આ સાંભળી અંદરથી જવાબ મળ્યો, "હે રાજા, જેની કૃપાથી તારી સ્ત્રી લીલાવતીનુ લાછન કાલિદાસે પારખ્યુ હતુ તેની જ કૃપાથી મારા જાણુવામા આ વાત આવી."

આ સાંભળતાં જ ભોજની ખાત્રી થઈ કે પડદામાથી બોલનાર સ્ત્રી નહિ પણ પુરૂષ જ છે, અને તે પણ કાલિદાસ જ છે, એટલે તેણે પોતાની કટાર કાઢી પડદો ફાડી નાખ્યો એટલે ત્યા કાલિદાસ બધાને દેખાયો. રાજાએ પોતાના થયલા અપરાધની તેની પાસે ક્ષમા માગી અને તુરત સારો પોશાક મંગાવી તેને પહેરાવ્યો, અને ત્યાથી સ્વારી તૈયાર કરાવી, પોતાની પાસે હાથી ઉપર બેસાડી વાજતે ગાજતે તેને રાજમેહેલ રાજા તરફ લઈ આવ્યો. જો કાલિદાસ ન હોત તો પોતાના પાટવી પુત્ર હમેશ ઘેલો જ રહેત એમ તેને લાગ્યું.

જે ગુણકાએ કાલિદાસને આટલા મહિના પોતાને ત્યા સંતાડી રાખી તેની બરદાસ્ત કરી હતી તેને પણ દ્રવ્ય આપી તેણે સંતુષ્ટ કરી.

---

## રાજ્યદાન.



એક દિવસે દરબાર ભરાઈ છે એટલામા દ્વારપાલે આવી અરજ કરી કે, મહારાજ, બહાર કોઈ વિદ્વાન મહાત્મા આવ્યા છે, તે આપના દર્શનની અભિલાષા રાખે છે."

આ સાભળી ભોજે કહ્યુ, "પ્રતિહાર, તને ખબર નથી કે મારા દરબારમા આવવાને કોઈ પણ વિદ્વાનને ના નથી ? શા માટે તેને બહાર ઉભા રાખ્યા ?"

આ સાભળી પ્રતિહારીએ ઉત્તર આપ્યો, "મહારાજ, એમા મારો અપરાધ નથી. એને વિદ્વાન જોઈ મેં તો તેજ વખત અદર પ્રવેશ કરવા કહ્યુ, પણ તેમણે તે માન્યુ નહિ. આપની આજ્ઞા લઈ આવવા મને કહ્યુ.

ભોજે કહ્યુ, "ઠીક છે, એમને અદર દાખલ કર."

પ્રતિહાર નમન કરીને ગયો અને થોડીવારમાં પેલા નવા આવનાર વિદ્વાનને તેડીને અંદર દાખલ થયો. તેની વિદ્વત્તા જોવા માટે રાજા ચુપચુપ બેઠો.

પેલા વિદ્વાન બ્રાહ્મણે દરબારમા દાખલ થતા જ રાજાને શ્લોક કહ્યોઃ—

**राजन्दौवारिकादेव प्राप्तवानस्मि वारणम् ।**
**मदवारणमिच्छामि त्वत्तोऽहं जगतीपते ॥**

ભાવાર્થ—હે રાજન્, મને તમારા દ્વારપાળ પાસેથી તો વારણ મળી ચુકયો છે પણ હવે તો હુ તમારી પાસેથી મદો-મત્તવારણ ( હાથી ) મેળવવાની ઇચ્છા રાખું છુ."

આ શ્લોક સાંભળી ભોજ અત્યાનંદ પામ્યો. પોતે પૂર્વ દિશા તરફ મુખ કરી બેઠો હતો. તે પૂર્વ દિશાનુ પોતાનુ

રાજ તે બ્રાહ્મણને મનથી કરીને આપી દીધુ. પછી રાજા દક્ષિણ દિશા તરફ મુખ ફેરવી બેઠો.

આ જોઈ પેલો બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો. રાજાના મનની વાત તે પામી ન શકયો તે રાજાના મુખ તરફ જઈ બીજો શ્લોક બોલ્યો, તે આ પ્રમાણેઃ—

**अपूर्वेयं धनुर्विद्या, भवता शिक्षिता कथम् ।**
**मार्गणौघस्समायाति, गुणो याति दिगन्तरम् ॥**

ભાવાર્થ—આ અપૂર્વ ધનુર્વિદ્યાથી માર્ગણનો સમુહ પાસે આવે છે અને ગુણ દુર જાય છે તે તમે કયાથી શીખ્યા? ધનુષ્યને ખેંચવાથી માર્ગણ કહેતાં બાણ તે દુર જાય છે અને ગુણ કહેતા દોરી તે આગળ આવે છે.

આ સાભળી ભોજ વધારે આનંદ પામ્યો. તેણે પોતાના મનથી કરીને દક્ષિણ દિશાનો દેશ પણ તેને અર્પણ કર્યો, અને પોતે પશ્ચિમ દિશા તરફ મોઢુ કરીને બેઠો, આ જોઈ કવિ તે તરફ જઈને બોલ્યો,—

**सर्वज्ञमिति लोकोऽयं, भवन्तं भाषते मृषा ।**
**पदमेकम जानीषे, वक्तुं नास्तीति याचके ॥ १ ॥**

ભાવાર્થ—"અમે સઘળુ જાણીએ છીએ' એમ તમારૂ કહેવુ ખોટુ છે, કારણ કે "નથી" શબ્દ તમે વાચકોને કહી જાણતા નથી.

આ સાભળી આનદ પામી રાજાએ મનથી પશ્ચિમ દિશાનો દેશ પણ કવિને આપી દીધો, અને પોતે ઉત્તર દિશા તરફ મોઢુ ફેરવીને બેઠો. તે તરફ જઈ બ્રાહ્મણ બોલ્યોઃ—

**सर्वदा सर्वदोऽसीति, मिथ्या त्वं स्तूयसे बुधैः ।**
**नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः ॥ १ ॥**

ભાવાર્થ—કવિઓ અને પંડિતો તમને સર્વદા વખાણે છે કે "તમે હમેશ બધું આપોછો" પણ તેમનુ એ કહેવુ

ખોટુ છે કારણુ કે આજ સુધી તમે શત્રુઓને પુઠ અને પરસ્ત્રીઓને વક્ષસ્થળ આપ્યું નથી. (અર્થાત પરસ્ત્રી તમે ભોગવી નથી, આપની કીર્તિના જેટલા વખાણુ કરીએ તેટલા થોડા છે.)

પોતાની બધી પૃથ્વી આ કવિને અપાઈ ચુકી જાણી રાજા સિંહાસન ઉપરથી ઉઠી ઉભો થયો. પણુ તે કવિ તેના મનનો અભિપ્રાય સમજી ન શકવાથી બોલ્યોઃ—

**राजन्कनकधाराभिस्त्वयि सर्वत्र वर्षति ।**
**अभाग्यछत्रसंछन्ने मयि नो यान्ति बिंदवः ॥**

ભાવાર્થ—હે રાજન્ ! તમે બધે ઠેકાણે સોનાનો વરસાદ વરસાવો છો, પણુ મારા ઉપર અભાગ્યરૂપી છત્ર છે. તેની ઉપર થોડાં ટીપાં પણુ પાડતા નથી. !

રાજા તેને જવાબ ન આપતા ઉઠીને પોતાના અંતઃપુરમા ગયો.

આ પ્રમાણે રાજાને કવખતે પોતાની પાસે આવેલો જોઈને રાણીઓ આશ્ચર્ય પામી રાજાએ કહ્યુ, " રાણીઓ, મે મારૂ આ રાજ્ય એક કવિને આપી દીધુ છે, માટે આ દેશ મુકીને ચાલો આપણે બીજાના રાજ્યમા જઈ રહીએ."

આ તરફ પેલો કવિ પોતાને રાજાએ કાઇ ન આપ્યુ જાણી દિલગીર થયો. તે દરબારમાથી બહાર નીકળવા લાગ્યો તે વખતે બુદ્ધિસાગર પ્રધાને પુછ્યુ, " હે કવિરાજ, રાજાએ તમને શુ આપ્યું ! "

કવિએ ઉદાસ દીલે કહ્યુ, "રાજાએ મને કાંઈપણ આપ્યું નથી."

બુદ્ધિસાગરે કહ્યું, "તમે રાજાને જે શ્લોકો સંભળાવ્યા તે મને કહી સંભળાવો."

કવિએ કહ્યુ " હવે ફરીથી તે શ્લોકો બોલવામાં શો સાર ! "

બુદ્ધિસાગરે કહ્યું, " પણ મને સંભળાવો તો ખરા"

બુદ્ધિસાગરની ઉહોંશ જોઈ કવિએ રાજાને સંભળાવેલા પાંચે શ્લોક તેની આગળ ફરી બોલી સંભળાવ્યા. ચતુર પ્રધાન સમજી ગયો કે રાજાએ એને બધું રાજ્ય આપી દીધું છે. પછી તે બ્રાહ્મણને કહ્યું, "પંડિતજી, તમને રાજાએ જે કાંઈ આપ્યુ હોય તેના હું લાખ ટકા આપું છુ. બોલો, તમે તે મને વેચાણ આપો છો ?"

પોતાને રાજાએ કાંઈ આપ્યુ નથી છતા આ પ્રધાન એક લાખ ટકા આપવા માગે છે તેથી આનંદ પામી કવિએ કહ્યુ, "પ્રધાનજી, મારે તે કબુલ છે. રાજાએ મને જે કાંઈ આપ્યુ છે તે તમને એક લાખ ટકે હુ વેચુ છું."

આ સાભળી વૃદ્ધ પ્રધાને તુરત તે બ્રાહ્મણને ખજાનામાથી લાખ ટકા ગણાવી આપ્યા. પોતાને લાખ ટકા ધન મળ્યું તેથી આનંદ પામીને કવિ ત્યાથી ચાલ્યો ગયો પછી પ્રધાન રાજાની પાસે ગયો, ત્યા રાજા પોતાનો દેશ છોડી જવાની તૈયારી કરતો હતો, તેને જોઈ પ્રધાને પુછ્યુ. "મહારાજ, આપે કયા જવાની આ તૈયારી કરવા માડી ?"

રાજા બોલ્યો, " પ્રધાનજી પેલા આજ નવા આવેલા પડિતને મેં મારૂ રાજય આપી દીધુ છે તેથી આ દેશ છોડી જવાની હુ તૈયારી કરૂ છું."

પ્રધાને કહ્યુ, " મહારાજ; હવે તેમ કરવાની જરૂર રહી નથી, તે કવિએ એક લાખ ધન લઈ આ રાજ્ય પાછુ વેચાણ કર્યુ છે. તેના નાણાં મેં ખજાનામાથી તેને ચુકવી આપ્યા છે તે લઈને તે કવિ જતો રહ્યો છે, માટે હવે આપને અત્રેથી જવાની જરૂર રહી નથી."

બુદ્ધિસાગરની આવી બુદ્ધિ જોઈ રાજા ઘણો આનંદ પામ્યો.

---

## ભોજ અને કાલિદાસનું મરણ.



એક વખતે કાંઈ કારણસર ભોજરાજાએ કાલિદાસનુ અપમાન કર્યું. પોતાનુ અપમાન થયુ જાણી વધારે વાર રાજા આગળ રહેવામા તેને કાંઈ પણ સાર જણાયો નહિ. તે પોતાને ઘેર ગયો. રાજાના મનમા પણ તેને વિષે દ્વેષ રહ્યો હતો તેથી તેણે તેને ન બોલાવ્યો. કાલિદાસે મનમા નિશ્ચય કર્યો કે થોડા દિવસ રાજાના આમંત્રણની રાહ જોવી અને જો તે બોલાવવા નહિં મોકલે તો પછી મારે રાજાનુ મુખ જોવુ. નહિં.

તે નિશ્ચય પ્રમાણે થોડા દિવસ તેણે રાજાના તેડાની રાહ જોઈ, પણ કોઈ બોલાવવા સરખું'યે આવ્યુ નહિ. તેથી તેણે ગુપ્તપણે રહેવા વિચાર કર્યો. હવે તો રાજાનુ મુખ ના જ જોવું એમ તેણે પોતાના મનમા ઠરાવ કર્યો. તે પોતાની માનીતી વેશ્યાને ત્યા ગયો અને તેને પોતાના મનની વાત કહી, " મારો વિચાર હવે ગુપ્તપણે જ રહેવાનો છે. કોઈ વખત રાજાને જ્યારે મારી ગરજ પડશે ત્યારે તે મને શોધાવશે પણ મારે કોઈ રીતે હવે જાહેર થવું નથી. જો મારા ઘરમા હુ રહીશ તો રાજા મારો પતો મેળવશે પણ કોઈ ઠેકાણે સતાઈ રહીશ તો કોઈ જાણનાર નથી. દિવસના હું જગલમા ભરવાડને વેશે ફરીશ પણ રાતની વખતે તારે ત્યા હુ સુવા આવીશ. તારે આ વાત કોઈની પણ પાસે જણાવવી નહિ. ''

વેશ્યાએ તેમ કરવાની કબુલાત આપી, અને તેને પોતાના ઘરમા રાખ્યો. દિવસના તે ભરવાડને વેશે જંગલમાં જતો હતો અને રાતના સુવાને ત્યા આવતો હતો. આ પ્રમાણે છ મહિના નીકળી ગયા. કવિરત્ન વગર રાજા મનમા બહુ મુઝાવા લાગ્યો. તેણે કાલિદાસને ઘેર ખબર કઢાવી તો માલમ પડ્યું કે તે તો સાત સાત મહિના થયા બહાર ગયો છે અને તેનો કાંઈ

પત્તો જ નથી. આગળ બે ત્રણ વખત કાલિદાસ ગામમાં જ સંતાઈ રહ્યો હતો તેથી રાજાને એમ લાગ્યુ કે તે નગરમા જ હોવો જોઈએ. તેણે તેને ઠેકાણે ઘણીઘણી શોધ કરી અને ઘણા ઈનામો જાહેર કર્યા પણ તેનો પત્તો ન લાગ્યો. આખરે રાજાએ એક યુક્તિ કરી. તેણે એક શ્લોકના પૂર્વાર્ધના બે ચરણ બનાવ્યા જે કોઈ આ પૂર્વાર્ધનો ઉત્તરાર્ધ બનાવી લાવે તેને મોટું ઈનામ આપવા જાહેર કર્યું પોતાની દરબારના પંડિતોને તેણે સખત હુકમ કર્યો કે તે મણે તેનુ ઉતરાર્ધ કોઈને કહેવુ નહિ.

**कमले कमलोत्पत्ति, न श्रुयते न च दृश्यते ।**

આખા નગરતા તે પૂર્વાર્ધ જાહેર કરવામા આવ્યુ, જે વેશ્યાના ઘરમા કાલિદાસ હતો તેણે વિચાર કર્યો કે એ શ્લોક કાલિદાસ આગળ હુ પુરો કરાવુ. પણ જો તેને રાજાના ઈનામની વાત કરીશ તો તે તુરત સમજી જશે, માટે બીજી કોઈ રીતે તે મેળવુ.

કાલિદાસના આવવાની વખત થતાં વેશ્યા તેને માન આપવા તૈયાર થઈ બેઠી કાલિદાસ આવ્યો એટલે બીજી કાઈ પણ વાત ન કરતા તે બોલી ઉઠી, " હે પડિતરાજ,

**कमले कमलोत्पत्ति ' न श्रुयते न च दृश्यते**

ભાવાર્થ—કમળ ઉપર કમળ ઉત્પન્ન થયુ એવુ કંઈ જોયું પણ નથી તેમ સાભળ્યુ પણ નથી.

આ સાભળી કાલિદાસે ઉત્તર આપ્યો, "**बाले तव मुखाम्भाजे, दृष्टमिन्दीवर द्वयम्** ॥ ( ભાવાર્થ—તે સ્ત્રી, તારા મોઢા ઉપર જ નેત્ર રૂપી બેઠ કમળો છે ને )

પોતાના શ્લોકનો ઉત્તરાર્ધ મેળવી તે આનદ પામી, બીજે દિવસે કાલિદાસ તો પોતાના નિયમ પ્રમાણે જંગલમા જતો રહ્યો. કચેરીનો વખત થતા પેલી ગુણકા દરબારમા આવી. તેને કહ્યું. "મહારાજ, આપના શ્લોકનુ ઉત્તરાર્ધ હુ પૂર્ણ કરી આવી છું." આમ કહી કાલિદાસે કહેલો

૧૬

જવાબ તે બોલી ગઈ તે સાંભળતા જ ભોજની ખાત્રી થઈ કે એ શબ્દો આ વેશ્યાના નહિ પણ કોઈ પુરૂષના છે અને નિશ્ચય તે કાલિદાસના છે. પછી તે વેશ્યાને રાજાએ પુછ્યુ, "આ શ્લોક તને કોણે પૂર્ણ કરી આપ્યો તે કહે"

વેશ્યાએ ઉત્તર આપ્યો, 'મહારાજ, અમે પોતે એ પુરો કર્યો છે"

રાજાએ જરા ક્રોધે ભરાઈને કહ્યું, "નહિ, આ શ્લોક તારો કરેલો નથી કોઈ પુરૂષે તે તેને કરી આપ્યો છે."

વેશ્યા જરા ગભરાઈ જઈને બોલી, "નહિ, મહારાજ એ મારો પોતાનો જ કરેલ છે"

રાજાએ કહ્યુ, "તુ તદ્દન જુઠુ બોલે છે, તે મારૂ પૂર્વાર્ધ કોઈ પુરૂષને પુછ્યુ હશે અને તેનો તને તેણે જવાબ આપ્યો છે. શુ તે તે કર્યું હોય તો "બાલે" એવુ તુ પોતાને કહે ખરીકે? કોઈ પુરૂષે તને જવાબ કહ્યો છે અને તે કહેનાર બીજુ કોઈ નહિ પણ પડિત કાલિદાસ જ છે કેમ ખરૂ કે નહિ?"

આ સાભળી વેશ્યા ગભરાઈ ગઈ, તોપણ થોડી હિમ્મત લાવીને બોલી, "મહારાજ, કાલિદાસ કયા છે તે હુ જાણતી પણ નથી."

રાજાએ વધારે ક્રોધિત થઈને કહ્યું, "જો તુ ખરૂ નહિ બોલે તો હું તને શિક્ષા કરીશ. જો ખરૂ બોલીશ તો હું તને ઇનામ આપીશ."

હવે ખરી વાત કહેવા સિવાય છુટકો નથી જાણી વેશ્યાએ બધી વાત રાજાની પાસે કબુલ કરી દીધી.

વેશ્યા બોલી, "એક પ્રહર રાત જતા કાલિદાસ મારે ઘેર આવે છે તે વખતે આપ પધારશો તો તેની સાથે આપનો મેલાપ થશે. પણ એ ખબર મેં આપને આપી છે એમ તે સમજી જશે અને તેથી બીજી વખત મારે ત્યા આવશે નહિ તેનુ કેમ?"

રાજાએ કહ્યુ, " તારે તેની ચિંતા કરવી નહિ. "

પછી તેને ઇનામ તથા બક્ષીસ આપી રવાના કરી રાતના મુકરર કરેલો વખત થતા ભોજરાજા એ વેશ્યાને ઘેર ગયો અને બહારથી તેણે બુમ પાડી ભોજનો સ્વર ઓળખી કહાડી, કાલિદાસે બોલ્યો; " અરે હુ તે કેવો મૂર્ખ કે આ વેશ્યા ઉપર મે વિશ્વાસ રાખ્યો? વેશ્યાનો તે વિશ્વાસ હોય? ખેર, હવે બનવા કાળ હતુ તે બન્યુ। પણ મારે એને મારૂ મોઢુ તો બતાવવુ જ નહિ "

આ સાભળી વેશ્યા બોલી, " મહારાજ, એમા મારો અપરાધ નથી આપને રાજાએ પોતે જ શોધી કાઢ્યા છે. પણ તેઓ આપને ચહાય છે માટે તેમનાથી શા માટે સતાઓ છો? "

કાલિદાસે કહ્યુ, " મારા મનનો નિશ્ચય હવે ફરે તેમ નથી મારે રાજાને મારૂ મુખ દેખાડવુ નથી. તુ દરવાજો નહિ ઉઘાડે તો તે બારણુ તોડાવીને પણ તે અદર દાખલ થશે. તેથી તારૂ શ્રેય નહિ થાય માટે મારૂ માથુ પ્રથમ તું કાપી નાંખ એટલે થયું. "

વેશ્યા સ્ત્રીજાત તેથી તે કામ કરવા તેની છાતી ન ચાલી. એટલે કાલિદાસે પોતાના હાથમાં તરવાર લઈ તે વડે પોતાને હાથે પોતાનુ માથુ કાપી નાખ્યુ તે જ પળે વેશ્યાએ દરવાજો ઉઘાડ્યો. રાજા બહાર ઉભો ઉભો બધુ સાભળતો હતો તેણે મનમા વિચાર કર્યો કે, અહો, આ કેવો વચનપાળક છે? મને જીવતા મોઢુ ન બતાવવુ એવો તેણે નિશ્ચય કર્યો હતો તે તેણે પાળ્યુ આખી પૃથ્વી શોધીશુ તો પણ એવો માણસ મને મળનાર નથી હું જ મૂર્ખ કે, વારંવાર તેનુ અપમાન કરતો હતો મારા મનની વાતો હુ હવે કોની પાસે કહીશ? એ ગયો તો મારે પણ જીવાનો હવે શુ કરવુ છે? "

આમ કહી રાજાએ મ્યાનમાથી પોતાની તરવાર બહાર કાઢી અને પોતાનુ માથુ કાપવા માડયું તે જ વખતે આદ્ય શકિતએ આવી "હા હા" કહી તેનો હાથ પકડી લીધો. મહાકાળીએ કહ્યુ, "ભોજ, તુ શા માટે મરે છે? મારી પાસે વર માગી લે"

રાજાએ તરવાર મ્યાન કરતા કહ્યુ, "માતાજી મારી ઉપર આપ પ્રસન્ન હો તો આ કાલિદાસને પુનર્જીવન આપો"

દેવીએ કહ્યુ. "રાજા, એનુ આયુષ પુરૂ થઈ રહ્યુ છે. જો તુ તારૂ અડધુ આયુષ એને આપે તો એ જીવતો થાય"

ભોજે કહ્યુ, "માતા મારૂ આયુષ્ય કેટલુ છે?"

દેવીએ ઉત્તર આપ્યો, "પાચ મહિના."

ભોજે કહ્યુ "મારા આયુષનો અડધો ભાગ હુ એને આપુછુ, દેવી હવે એને સજીવન કરો"

દેવીએ કહ્યુ, "તથાસ્તુ. એનુ માથુ ધડ સાથે જોડી દે"

તેમ કરતા તરત કાલિદાસ ઉઠીને ઉભો થયો. મહાકાળી બન્નેને દર્શન આપી અદૃશ્ય થયા. ભોજ અને કાલિદાસ બન્ને એકએકને ભેટ્યા. પોતે મરણ પામ્યો હતો પણ રાજાના આપેલા અડધા આયુષ્યથી પોતે જીવતો થયો એવી પોતાની ઉપર રાજાની મમતા જોઈ કાલિદાસની આખોમાથી આનંદના આસુઓની ધારા ચાલી.

પોતાના બાકી રહેલા આયુષ્યમા પરમાર્થ અને ઇશ્વર પદની પ્રાપ્તિના ઉપાય કરી બન્ને જણ એકે વખતે થોડા વખત પછી પરલોકવાસી થયા.



# લૉર્ડ બેકનના નિબંધ.

## કિંમત રૂ. ૧—૮—૦

કપડાનુ પુઠુ. )

**આ ગ્રથ માટે—વિદ્વાનો શું કહે છે ?—**

"ફક્ત નીતિપર એવો લૉર્ડ બેકનનો ગ્રંથ કહીએ તો તે નિબધ સબધી છે. નિબધ લખવાની રીત બેકને જ કાઢી હતી તેમા રીતભાત, ડહાપણુ અને વર્તન ઉપર તરેહવાર વિષયો ઘણી ઉત્તમ રીતે આપ્યા છે"

"આ નિબધ માટે જમાના થયા જુદા જુદા વિદ્વાનોએ ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યા છે સંસારિક અનુભવનો આબેહુબ ચિતાર આ ગ્રંથમાંથી મળી આવે છે ગદ્ય લખાણુ તરીકે આ નિબધો સદીઓ થયાં પોતાની ઉત્તમતા સાચવી રહ્યા છે, અને ચાલુ જમાનામાં પણુ કેળવણી પામેલો કોઇ એવો ઇગ્રેજ નહિ મળી આવે કે જે પોતાની જીંદગીનાં ગમે તે ભાગમાં પણુ તેઓને વાંચ્યા વગર રહેતો હશે."

**વૉલ્ટર, ડૉ૰ જૉનસન, બર્ક**, સ્ટુઅર્ટ વગેરે મહાન વિદ્વાન ગ્રંથકારો એના ભારે વખાણુ કરે છે. **હાલૅમ** લખે છે કે, "તેમાં જેટલો આપણને મહાન વિચાર જડે છે તેટલો હાલના ગ્રંથોમાથી બીલકુલ મળતો નથી."

**આ ગ્રંથમાં:**—બેકનનુ ચરિત્ર, તેના ગ્રંથોનું અવલોકન અને નીતિપર એકાવન નિબધોનું વિસ્તારપૂર્વક વર્ણન છે.

# નાટય કથારસ.

## TALES FROM SHAKESPEARE.

## શેકસ્પીઅર કથાસંગ્રહ.

"નાટય કથારસ સરસ જે, ઉત્તમ કવિ ઉદ્દગાર;
વાર્તા રૂપે વર્ણવ્યા, વાંચો વારંવાર"

આવૃત્તિ બીજી કીંમત રૂ. ૦-૧૨-૦.

---

અનુક્રમણિકા.




પ્રકાશક,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

### અમુલ્ય તક.

## સેંકડે લગભગ ૫૦ થી ૬૦ ટકાનો લાભ.

કેળવણી ખાતાએ ઈનામ તથા લાઈબ્રેરીઓ માટે
મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ. | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કીમત રૂ. આ. |
|---|---|---|
| ૫—૫ | **કવિનર્મદાશંકરની** કસાયેલી કલમે લખાયલો છેલ્લો ગ્રંથ " **ગુજરાત સર્વસંગ્રહ**" જેમા ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનુ વર્ણન, વસતિ આદિ અનેક જાણવાજોગ બાબતોનો સગ્રહ છે .... | ૨—૦ |
| ૩—૦ | **ઇંગ્લંડનો ઇતિહાસ**—રા. સા જમીયતરામ શાસ્ત્રીકૃત .... | ૧—૮ |
| ૦—૭ા | **હીંદના લોકનો ટુંકો ઇતિહાસ**—રા. સા. મહીપતરામ રૂપરામકૃત.... | ૦—૪ |
| ૦—૫ | **યુરોપનો ઇતિહાસ**—રા. સા. મહીપતરામકૃત | ૦—૩ |
| ૦—૫ | **કોલંબસનો વૃત્તાંત**—પ્રાણુલાલ મથુરાદાસકૃત . | ૦—૪ |
| ૦—૩ | **જગતના ઇતિહાસની રૂપરેખા**—રા. સા. મહીપતરામકૃત | ૦—૧ |

# ચંડાળ—ચોકડી

અને

# શેરલોક હોમ્સનું નવું પરાક્રમ.

કર્તા—રા ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

અગ્રેજી ઉપરથી અનુવાદ મુલ્ય આના બાર.

## અનુક્રમણિકા.

ઈનામ અને લાયબ્રેરી માટે સરકારે મંજુર કરેલી

# શિશુસદ્બોધમાળા.

( મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ. )

કર્તા—રા. વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા.

લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના મેમ્બર

દરેક ભાગ અંગ્રેજી નીચલા અને ગુજરાતી ઉપલા વર્ગો માટે અનુક્રમે લાયક કરેલો છે. ખાનગી અને દેશી રાજ્યોની ઘણી શાળાઓમા નીતિની કેળવણી માટે ટેક્સ્ટ બુક તરીકે ચાલે છે. મૉડર્નરીવ્યુ, કલકત્તા, સપ્ટેંબર ૧૯૧૦ પૃષ્ઠ ૩૦૪ મા, ગુજરાતી બૂક કમીટીના મેમ્બર, મુંબઇ સ્મૉલકૉઝ કૉર્ટના જડજ નામદાર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ એ., એલ એલ. બી. લખે છે કે —મનુષ્યજાતિના સદ્ગુણો ઉપર રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી ચુંટી કાઢેલી વાર્તાઓનો આ એક સગ્રહ છે. પોતાનાં મહાન્ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રોમાં આલેખેલી જન સ્વભાવની ઉજ્વલ બાજુનું આપણા· બાળકોને શિક્ષણ આપવા સારૂ તેમના હાથમાં મૂકવાની આ પુસ્તકની યોગ્યતા નિ:સંદેહ છે.

ન્હાનાં બાળકોને નૈતિક અને ધાર્મિક કેળવણીની ઘણી અગત્ય છે એ વાત નિર્વિવાદ છે· સર્વ દેશમા સર્વ કાલે એ વાતનો પ્રબલ સ્વિકાર થયો છે માટે જ તેમને માટે પ્રસિદ્ધ થયેલાં–અને ઘણી શાળાઓમાં

ચાલુ થયેલાં આ પુસ્તકો સગ્રહો અને બાળકોના હિતાર્થે પ્રવૃત્ત રહેવા આ પુસ્તકો જરૂર મંગાવો.

| | | | | |
|---|---|---|---|---|
| શિશુ સદ્બોધમાળા | ભા | ૧ | લો | ૦–૪–૦ |
| | ભા. | ૨ | જો | ૦–૫–૦ |
| ... | ભા. | ૩ | જો | ૦–૬–૦ |
| ત્રણે ભાગ સાથે બાંધેલા | | | ... | ૦–૧૨–૦ |

નામદાર ડીરેકટર સાહેબે અંગ્રેજી નં ૮૨૫૭. તા. ૨૮–૧૦–૧૦ તથા ૮૫૩૮ તા ૯–૧૧–૧૦મા લખ્યું છે કે—

"જે શાળાના પ્રવર્તકો તમારી ચોપડી નૈતિક અને ધાર્મિક શિક્ષણ માટે વાપરાવા ઇચ્છતા હોય તેઓ તેવી પરવાનગી માટે અરજી કરી શકશે"

**એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.**

---

# વ્યાકરણ.

ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમા રાખવા જોગ નિયમો, (તેની સાથે પદચ્છેદના થોડા નમુના.)

# ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે.

રચનાર—હોરમસજી ખ. ધાબર.

કીમત બે આના.

[ મુબઈ ઇલાકાના મેહેરબાન ડીરેકટર ઑફ પબ્લીક ઇનસ્ટ્રકશન સાહેબે ઇનામ તથા લાયબ્રેરી માટે મન્જુર કરેલી. ]

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

## પોતાના પુત્રપ્રતિ ઉપદેશ

તથા

કોલ્ટૉન રચિત સક્ષિપ્ત સુવાકય.

ભાષાન્તર કર્તા —

સ્વ. રા. સા. હરિદાસ વિહારીદાસ દેસાઈ,

તથા

ગો. વિ દેસાઈ અને સ્વ પ્રો. મ ન. દ્વિવેદી.

આવૃત્તિ ત્રીજી.

કિમત રૂ. ૧-૦-૦

પ્રસિદ્ધ કર્ત્તા

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

મુંબાઈ.

---

## ઇસપની વાતો.

( અથવા ) ઇસપનીતી.

અગ્રેજી ઉપરથી ભાષાંતર.

સચિત્ર કિંમત રૂ. ૧-૦-૦

## શ્રીમંત ગાયકવાડ સરકારના માનવંત આશરા હેઠળ, અને લાયબરેરી અને ઇનામ માટે મંજુર થયેલુ ઘરની કેળવણીને માટે ઉમદા પુસ્તક.

# "ફરજ"

વિદ્વાન ડાકટર સેમ્યુયલ સ્માઇલ્સ ( Dr. Samuel Smiles, L L D ) ના 'ડયુટી' નામના પુસ્તક ઉપરથી સાદી, સહેલી અને શુદ્ધ ગુજરાતી ભાષામા તરજુમો. પારસી હિંદુ અને મુસલમાન સર્વેને લાયક

લખનાર—રા રૂસ્તમજી હોરમસજી મીસ્ત્રી.

( આમાં ) માબાપ—દીકરા દીકરી–ભાઇ બેહન સગાવહુલા– પાડાપાડોસી— શેઠ—નોકર–અમલદાર–સરકાર–શેહરી–રાજદ્વારી–ગ્રંથકર્ત્તા– લેખક–હુન્નરમદ –ડાકટર–વકીલ–ઇજનેર–ધંધાદારી–વેપારી–કામદાર–મજુર–શિક્ષક–શિષ્ય–તવંગર–ગરીબ વગેરે સર્વની ફરજ દેખાડવામાં આવી છે.

( વળી ) ઉદ્યોગ—ખંત—બહાદુરી—હિમત —પ્રમાણિકપણું—સબુરી—કરકસર—દયા—પ્યાર– –જાનવર તરફ દયા—સભ્યતા—સાલેસાઇ—સલુકાઈ—સખાવત—પરોપકાર—જનપ્રીતિ— સહનશીલતા—જાતી ભોગ—સ્વભાવ વગેરે વગેરે નીતિની બાબદો ઉપર બહુ વિદ્વત્તા ભરેલું લખાણુ આવેલું છે.

તવારિખમાંથી સંખ્યાબંધ વાર્તાઓ અને દાખલાઓ પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. આ પુસ્તક દરેક ઘરમાં સો સો વખત વાંચવા અને વંચાવા લાયક છે એમાં બે મત છે જ નહીં. સારા કાગળ, સારી છપાઇ, સારી બંધાઇ. આ પુસ્તક ૨૨૯ પાનાનું થયું છે

કિંમત રૂ ૧-૮-૦

(બાહેરગામવાળાને પોસ્ટેજ ખર્ચ જુદું)

## "ફરજ"

ઘરમાં જાળવી રાખવા લાયક પુસ્તક છે.
લાઇબ્રેરીમાં જરૂર રાખવા લાયક પુસ્તક છે.
છોકરાઓને ઇનામ આપવા લાયક ઉત્તમ છે.
સર અવસરે ભેટ આપવા લાયક ઉત્તમ છે.
અને વાંચીને ગોખી રાખવા લાયક છે.
ઇગ્રેજીમા એની લાખો નકલો ખપે છે
આ પુસ્તક વાર્તા નથી પણ નીતિ શાસ્ત્ર છે.

---

# ભૂગોલ વિદ્યાનાં મૂળતત્વો.

## મુંબઈ બેટ, મુબઇ ઇલાકો, હિન્દુસ્તાન તથા એશિયા ખંડનું વર્ણન.

ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે.

સુધારા વધારા સાથે

આવૃત્તિ ૫ મી.

કિંમત ૪ આના.

# ફોટોગ્રાફી.

યાને

## સૂર્યની રોશનીથી છબી પાડવાની કળા.

કિંમત રૂ. ૦-૧૨-૦

## અનુક્રમણિકા.

### પ્રકરણ ૧ લું.



### પ્રકરણ ૨ જુ



### પ્રકરણ ૩ જું.



### પ્રકરણ ૪ થું.

એક અપૂર્વ નવલકથા.

# પુનર્લગ્નનો પશ્ચાત્તાપ.

કર્ત્તા—રા રતનલાલ આત્મારામ શાહ.

"સાંજવર્તમાન"માં આવેલી આ વાર્તાએ લોકોનું ઘણુજ સારૂં ધ્યાન ખેચેલું હોવાથી પુસ્તકના આકારમા પ્રગટ કરવામાં આવી છે.

પુનર્લગ્ન કરનાર જોડા ઉપર પડતી મુશીબતો, હિંદુ ગ્રેજ્યુએટનાં સુધરેલાં લગ્ન, લગ્ન પછીની હાડમારી, એક હિંદુ અબળાને ફસાવવાની યુક્તિ, પુનર્લગ્ન સામે રાવસાહેબનો ગુસ્સો, ટ્રેન અકસમાત, પરોપકારી મઠ અને અજબ સંજોગો વચ્ચે મેળાપ, વિગેરે જુદા જુદા બનાવોથી બનેલી રસીલી નવલકથા. રોયલ સોળ પેજી ૪૬૧ પાનાં.

સુંદર બાઈંડીંગ. કિંમત રૂ. ૨—૦—૦

(પોસ્ટેજ જુદું)

મળવાનું ઠેકાણું—

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયેલા પુસ્તકો.

[ 'સેલ્ફ હેલ્પ'નુ ગુજરાતી ભાષાંતર. ]

# જાત–મહેનત.

## અથવા

આપ સમાન બલ નહિ, અને મેઘસમાન જલ નહિં.
સદાચરણ, ઉચ્ચ રહેણી અને આગ્રહનાં દૃષ્ટાંતો
સહિત.

કર્તાઃ—સૅમ્યુઅલ સ્માઇલ્સ, એલ. એલ. ડી.

ભાષાન્તર કર્તાઃ—

**રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

( મીઠી મીઠી વાતો, સદ્વર્તન, અને દરિયા પારના
દેશોની વાતો, અંગ્રેજી ઉપરથી રચનાર, )

સદાચરણ, રહેણી અને દૃઢ આગ્રહનાં દૃષ્ટાંતોથી ભરપુર, જે વડે મનુષ્ય–માત્ર પોતાનું સમસ્ત જીવન ફેરવી નાંખી ઉદ્યોગશીલ અને સત્પ્રવૃત્તિપરાયણ બની શકે છે–એવું આ ઉત્તમ પુસ્તક છે કે જે ઉત્તમ થવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યે પોતાની પાસે રાખવુંજ જોઇએ

**આવૃત્તિ બીજી.**

કિંમત રૂપીઆ ત્રણ પોસ્ટેજ જુદું.

છપાવી પ્રસિદ્ધ કર્તા—

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.**

# દરેક કુટુંબે લાયબ્રેરીમાં અવશ્ય રાખવા લાયક ચુંટી કહાડેલાં પુસ્તકો.

| | રૂ. | આ. |
|---|---|---|
| સરસ્વતીચંદ્ર ભાગ. ૧, ૨, ૩, ૪. | ૭ | ૧૨ |
| ચંદ્રકાન્ત ભાગ. ૧, ૨, ૩. | ૭ | ૮ |
| સુદર્શન ગદ્યાવલી. | ૫ | ૦ |
| મહાન ટૉડકૃત રાજસ્થાન ભાગ ૧. તથા ૨. અસલ કીંમત રૂ. ૧૦) હાલ ઘટાડેલી કીમત | ૫ | ૦ |
| જાત મેહેનત. (સ્માઈલ્સ કૃત સેલ્ફ હેલ્પનું ગુજરાતી ભાષાંતર) | ૩ | ૦ |
| પ્રેકટીકલ એસ્ટ્રોલોજી (હોમીયાર કૃત.) | ૩ | ૦ |
| ફરજ (સ્માઈલસ કૃત ડયુટીનું ગુજરાતી ભાષાંતર.) .... | ૧ | ૮ |
| દરીયાપારના દેશોની વાતો. | ૨ | ૦ |
| લોર્ડ ચેસ્ટરફીલ્ડનો પોતાના પુત્ર પ્રતિ ઉપદેશ. | ૧ | ૦ |
| શિશુ સદ્બોધમાલા ભાગ ૧ લો. | ૦ | ૪ |
| ,, ,, ભાગ ૨ જો. | ૦ | ૫ |
| ,, ,, ભાગ ૩ જો. | ૦ | ૬ |
| ,, ,, ત્રણે ભાગે સાથે બાંધેલા | ૦ | ૧૨ |

| | રૂ. | આ. |
|---|---|---|
| દીલ્હીની સુલતાના રજીયાબેગમ. | ૧ | ૮ |
| દયારામનો અક્ષરદેહ. | ૧ | ૪ |
| શ્રીયુત ગોવર્ધનરામ. | ૧ | ૦ |
| દયારામનું જીવનચરિત્ર. | ૧ | ૦ |
| નિર્દોષ હેમકલા. ( સચિત્ર નવલકથા ) | ૧ | ૮ |
| રજનિકાંત. ( નવલકથા ) | ૧ | ૪ |
| ઈંદ્ર કુમાર. ( નવલકથા ) | ૧ | ૦ |
| નિલમ અને માણેક ભાગ ૧–૨ સચિત્ર. | ૨ | ૦ |
| ,, ,, ,, ભાગ ૩–૪. | ૨ | - |
| ,, ,, ,, ભાગ ૫–૬. | ૨ | ૦ |
| ,, ,, ,, ભાગ ૭–૮. | ૨ | ૪ |
| શાંતિપ્રિયા. ( સચિત્ર નવલકથા ) | ૨ | ૦ |
| બહુરૂપી બજાર. ભાગ ૧–૨–૩–૪–૫–૬ | ૯ | ૮ |
| ઇંદીરા. ( નવલકથા ) | ૧ | ૪ |
| બહાદુર કલો અને અનાથ તારા. | ૧ | ૦ |
| ,, ,, અને પ્રમાદસુંદરી | ૦ | ૧૨ |
| સરોઝની ( નવલકથા ) | ૦ | ૧૨ |
| ગુપ્તમનશક્તિની મહાન શોધો | ૦ | ૧૨ |
| દીલ્હી દરબાર ( સચિત્ર. ) | ૨ | ૦ |

| | રૂ. | આ. |
|---|---|---|
| ઔરંગજેબનો ઉદય અથવા આ તે મહાન મોગલ ( ઐતિહાસિક નવલકથા ) | ૨ | ૦ |
| ઔરંગજેબ અને રાજપૂતો. ( ઐતિહાસિક નવલકથા ) | ૨ | ૦ |
| પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ ( ઐતિહાસિક નવલકથા ) | ૨ | ૦ |
| શાહજાદો અને ભીખારી માર્કટવેઈન કૃત | ૨ | ૦ |
| નાટ્ય કથારસ. ( લેમ્બસ ટેઇલ્સનું ગુજરાતી ભાષાંતર ) | ૦ | ૧૨ |
| ચંડાલ ચોકડી ( ડીટેકટીવ નવલ કથા ) | ૦ | ૧૨ |
| લોર્ડ બેકનના નિબંધ. | ૧ | ૮ |
| ગુજરાતી કહેવત સંગ્રહ. | ૨ | ૦ |
| ગુજરાતી લેન્ડ રેવન્યુ કોડ. | ૩ | ૦ |
| ગુજરાતી હિતોપદેશ. | ૧ | ૦ |
| કાદંબરી, રા. છગનલાલ પંડ્યા કૃત | ૨ | ૦ |
| કવિતા પ્રવેશ, રા. હિમતલાલ અંજારીયાકૃત | ૧ | ૦ |
| કાવ્ય મંજરી. | ૧ | ૦ |
| પુનર્લગ્નનો પશ્ચાત્તાપ ( અપૂર્વ નવલ કથા. ) | ૨ | ૦ |
| પ્રપંચ જાળ. | ૧ | ૪ |
| પ્રભાવતી ( અઢી હઝાર વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન ) | ૧ | ૦ |

| | રૂ. | આ. |
|---|---|---|
| મહાશ્વેતા. | ૧ | ૪ |
| ગુજરાતી નવલકથાનું સાહિત્ય. | ૨ | ૦ |
| એકાદશ સ્કંધ. | ૦ | ૬ |
| સીંગલ રોલર કોટન જીનો. | ૨ | ૦ |
| તુલસીદાસજી કૃત રામાયણ. મુલ તથા ગુજરાતી ભાષાંતર. | ૩ | ૮ |
| વાલ્મીકી રામાયણ. | ૬ | ૦ |
| મહાભારત ભાગ ૧—૨—૩. | ૨૫ | ૦ |
| જ્યોતીષ કલ્પતરૂ ભાગ ૧—૨. | ૬ | ૦ |
| જાતક પારીજાત. | ૪ | ૦ |
| જાતક ખંડ. | ૪ | ૦ |
| પતિવૃતા સતિઓ. ( સચિત્ર ) | ૨ | ૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી | ૧ | ૮ |
| રતિ સુંદરી. | ૧ | ૪ |
| શીવપુરાણ. ( ગુજરાતી ભાષાંતર ) | ૬ | ૦ |
| આત્મ પુરાણ. (ગુજરાતી ભાષાંતર) | ૬ | ૦ |
| નર્મ કાવતા. | ૪ | ૦ |
| કથાસરિત્સાગર ભાગ ૧—૨. | ૪ | ૦ |
| વિક્રમની વીસમી સદી. | ૩ | ૦ |
| મીકેનીકલ એન્જીનીયર્સ એકઝામીનેશન હેન્ડબુક. | ૧ | ૪ |

| | રૂ. | આ. |
|---|---|---|
| ગૃહિણી ભૂષણ. | ૦ | ૬ |
| તન સુખ માળા. | ૦ | ૬ |
| વિવિધ સુખાભાસ. | ૨ | ૮ |
| સ્ત્રીધર્મ ગીતા. | ૧ | ૮ |
| મોક્ષ મંદીર. | ૨ | ૮ |
| કમર્શીયલ કેલેન્ડર યાને હિંદી વેપારી પંચાંગ. | ૧ | ૮ |
| દોઢસો વર્ષનું પંચાંગ. | ૧ | ૮ |
| મીરાંબાઇ ( નવલકથા ) | ૧ | ૦ |
| નરસિંહ મેહેતો. ( નવલકથા ) | ૦ | ૮ |
| જ્ઞાન વચન. | ૦ | ૧૦ |
| ફોટોગ્રાફી. | ૦ | ૧૨ |
| અપવાસ. (દવા વગરનો દાકતર. ) | ૨ | ૦ |
| લીલાવતી જીવન કલા. | ૦ | ૧૨ |
| મધુબિંદુ ( બાળકો માટે ચુંટી કાઢેલો કાવ્ય સંગ્રહ. ) | ૦ | ૬ |
| સ્નેહમુદ્રા ... ... | ૧ | ૦ |
| સેલ્ફ ઇંગલીશ ટીચર ભાગ ૧ લો. | ૧ | ૪ |
| ,, ,, ભાગ ૨ જો. | ૧ | ૪ |
| કંપ્લીટ ઈઝી લેટર રાઈટર. | ૧ | ૪ |
| પત્રવ્યવહારનો ખજાનો. ( અંગ્રેજી તથા ગુજરાતી. ) | ૧ | ૪ |

| | રૂ. | આ. |
|---|---|---|
| સ્ટેન્ડર્ડ ઈંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી, | | |
| સંપૂર્ણ બે ભાગમાં ભેગા બાંધેલા. | ૬ | ૮ |
| ,, બે ભાગ જુદા બાંધેલા | ૭ | ૦ |
| પોકિટ ઈંગ્લીશ–ગુજરાતી ડીક્ષનેરી | ૧ | ૮ |
| પોકિટ ગુજરાતી–ઈંગ્લીશ ડીક્ષનેરી | ૧ | ૮ |
| ગુજરાતી શબ્દકોષ | ૬ | ૦ |
| સંસ્કૃત ગુજરાતી શબ્દકોષ. | ૪ | ૦ |
| ફુલ ઝાડોની નફાકારક ખીલવણી | ૩ | ૦ |
| નવલગ્રંથાવલી ભાગ ૧–૨–૩–૪ | ૫ | ૧૨ |
| ઓખા મન હરણ. .... | ૦ | ૧૨ |
| કરણઘેલો. .... .... | ૧ | ૮ |
| મરીયમ. ( દુઃખી બાળાનું આત્મ કથન ) | ૧ | ૦ |
| ધર્મસિંધુ મૂળ તથા ગુજરાતી ભાષાન્તર. | ૬ | ૦ |
| નિર્ણય સિંધુ મુળ તથા ગુજરાતી | | |
| ભાષાન્તર. ... | ૮ | ૦ |
| બ્રહ્મસુત્રશાંકરભાષ્ય ભાગ ૧–૨. | ૧૦ | ૦ |
| શ્રી ભાષ્ય ભાગ ૧ તથા ૨. | ૯ | ૦ |
| ઉપનિષદો, મુલ તથા ગુજરાતી | | |
| ભાષાંતર નથ્થુરામ શર્મા કૃત | ૫ | ૦ |
| મનુસ્મૃતિ મુલ તથા ગુજરાતી ભાષાંતર. | ૩ | ૮ |
| કેશવકૃતિ. .... .... | ૧ | ૮ |

| | રૂ. | આ. |
|---|---|---|
| મણી અને મોહન અથવા ભાગ્યહીન ભાઈ બહેન | ૨ | ૦ |
| એની બીસેંટનું જીવન ચરિત્ર | ૦ | ૧૨ |
| ગુંથણ કલા .... .... | ૨ | ૮ |
| મોતીના પડદા સંગ્રહ . | ૩ | ૮ |
| શારીર અને વૈદક શાસ્ત્ર | ૧૦ | ૦ |
| ભરૂચા કૃત મીલ, એન્જીન બોઈલર અને ગીયરીગ | ૧૦ | ૦ |
| મીકેનીકલ એનજીનીયરનો મદદગાર ( એલચીદાણા કૃત ) | ૬ | ૦ |
| કેળવણીનું શાસ્ત્ર અને તેની કલા. ભાગ ૧ તથા ૨. | ૪ | ૦ |
| ગુજરાત સર્વ સગ્રહ. અસલ કિં. રૂ. ૫) હાલ ઘટાડેલી કિંમત | ૨ | ૦ |
| ઇંગ્લાંડનો ઈતિહાસ. અસલ કિં. રૂ. ૩) હાલઘટાડેલી કિંમત | ૧ | ૮ |
| પ્રવીણ સાગર | ૩ | ૦ |
| ઇસપ નીતિ ( સચિત્ર ) | ૧ | ૦ |
| વેદાન્ત દર્શન .... | ૧ | ૦ |
| દિર્ઘાયુષી શી રીતે થવાય | ૧ | ૦ |
| પ્રાણીમાત્રનું વર્ગીકરણ | ૦ | ૬ |

| | રૂ. | આ. |
|---|---|---|
| પટેલ્સ એનજીનીયર્સ હેન્ડબુક | ૨ | ૮ |
| પકવાન વ્યંજન સંગ્રહ (પાકશાસ્ત્ર) | ૧ | ૪ |
| સુશ્રુત સંહિતા, મુલ તથા ગુજરાતી ભાષાંતર. | ૧૦ | ૦ |
| ભાવપ્રકાશ ભાગ ૧—૨. | ૬ | ૦ |
| કુદરતનો કેહેર. (નવલકથા.) | ૨ | ૦ |
| સંગીતમંજરી. | ૦ | ૮ |
| કેલ્ડેરન અથવા રાજ્ય ખટપટના હાસ્ય-કરૂણ બનાવોનો આબેહુબ ચીતાર. | ૦ | ૮ |
| ભાગ્યહીન મુરાદ. | ૬ | ૪ |
| દુર્ગાદાસ રાઠોડ. ઐતિહાસિક નવલકથા. | ૧ | ૦ |
| ભાગ્યહીન કુસુમ. | ૧ | ૪ |
| બેરીસ્ટરની બૈરી. .... | ૨ | ૦ |
| વરઘેલી વનિતા. | ૨ | ૦ |
| રાજ્યના રિપુ ભાગ ૧ તથા ૨ | ૨ | ૪ |
| ભારત દુર્દશા નાટક. | ૦ | ૧૨ |
| રાજયોગી ભાગ ૧—૨ (નવલ કથા) | ૪ | ૦ |
| અમર ચરિત્ર ભાગ ૧—૨ | ૩ | ૦ |
| કોરોનેશન મ્યુઝીક ગાઇડ. | ૧ | ૮ |
| ગાયનવાદનપાઠમાલા. | ૬ | ૦ |
| શયતાન કે બલા? .... | ૧ | ૮ |

| | રૂ. | આ. |
|---|---|---|
| વિમળા. ( નવલકથા. ) | ૧ | ૪ |
| તેજપ્રભા. ( નવલકથા ) | ૧ | ૧૨ |
| શંકર દિગ્વિજય. .... | ૪ | ૦ |
| ઇંડીયન કંપનીઝ એકટ | ૨ | ૦ |
| શિક્ષાપત્ર ( હરરાયજી કૃત ) | ૨ | ૦ |
| સંગીત રામાયણ. . | ૨ | ૦ |
| ભદ્રંભદ્ર ... | ૧ | ૦ |
| અમૃતમાં ઝહેર. .... | ૧ | ૮ |
| શ્રીમાન સુરાધીશ અથવા રસગંગા | | |
| રસ તલાવડી. ( નવલ કથા ) | ૧ | ૮ |
| રણપિંગલ ભાગ ૧–૨–૩. | ૭ | ૦ |
| લંડન રાજ્ય રહસ્ય. ભાગ. ૧ | ૧ | ૮ |
| લંડન રહસ્ય. ભાગ. ૧ | ૧ | ૪ |
| હું પોતે. ( નારાયણ હેમચંદ્ર. ) | ૨ | ૦ |
| નટવર અથવા ચંડાળ ચોકડી. | ૩ | ૦ |
| અમૃત સાગર. ( વૈદકનો ગ્રંથ. ) | ૩ | ૦ |
| ગીરધર કૃત રામાયણ. | ૨ | ૦ |
| મીલનું અમુલ્ય મણી ( નવલકથા ) | ૧ | ૪ |
| આસીસ્ટંટ કલેકટર ( નવલકથા ) | ૧ | ૪ |
| સંસારીકા | ૨ | ૦ |

| | રૂ. | આ. |
|---|---|---|
| નર્મ કથા કોષ. | ૨ | ૦ |
| મથુરા પુરીનો રંગીલો રાણો | ૧ | ૦ |
| કિર્તન રત્નાકર. | ૩ | ૦ |
| વિદ્વન મંડન અથવા વિદ્વાનોનું ભુષણ | ૧ | ૮ |
| જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદ | ૩ | ૦ |
| સ્ત્રીશાસ્ત્ર | ૩ | ૦ |
| પુરૂષ લક્ષણ પરિક્ષા | ૧ | ૦ |
| વ્યાપાર શિક્ષક | ૨ | ૦ |
| કાયદાનો શિક્ષક | ૫ | ૦ |
| ભવિષ્ય વેત્તા | ૩ | ૦ |
| પૌરાણ કર્મ દર્પણ | ૫ | ૦ |
| અષ્ટાંગહૃદય. મુલ તથા ગુજરાતી ભાષાંતર | ૩ | ૦ |
| મૃણાલિની ( નવલકથા. ) | ૧ | ૪ |
| વનસ્પતિ શાસ્ત્ર. | ૧૦ | ૦ |
| સંસાર સુધારો. | ૨ | ૪ |
| પતિવ્રતા સતીઓ ( સચિત્ર ) | ૨ | ૦ |
| ભોજ અને કાલિદાસ. | ૧ | ૦ |
| અરેબીયન નાઇટસ, સચિત્ર. | ૬ | ૦ |
| બૃહત કાવ્ય દોહન ભાગ ૧ લો (હાલમાં ફરીથી છપાય છે) | ૧ | ૮ |
| ,, ,, ભાગ ૨ બીજો | ૨ | ૮ |

| | રૂ. | આ. |
|---|---|---|
| બૃહત કાવ્ય દોહન ભાગ ૩ જો. | ૨ | ૮ |
| ,, ,, ભાગ ૪ થો, છપાય છે. | | |
| ,, ,, ભાગ ૫ મો. | ૩ | ૦ |
| ,, ,, ભાગ ૬ ઠો. | ૩ | ૦ |
| ,, ,, ભાગ ૭ મો. | ૩ | ૦ |
| ,, ,, ભાગ ૮ મો. | ૩ | ૦ |
| ,, ,, ભાગ ૯ મો. છપાય છે. | | |
| ઇંદ્રજીત વધ કાવ્ય. | ૧ | ૦ |
| અમર સત્ર નાટક, | ૦ | ૧૨ |
| સુમન ગુચ્છ. ( કાવ્ય. ) | ૦ | ૧૦ |
| ઈંદુ કુમારી. (નવલકથા) | ૧ | ૮ |

---



---

## વિદ્વાનો, દેશ સુધારકો, જનમંડળના નેતાઓ, શિક્ષકો, અને વિદ્યાર્થીઓને

# એક અપૂર્વ લાભ!

તમે ઉદ્દામ હો કે વિનીત હો, સુધારાવાળા હો કે જુના હો, સનાતન ધર્મી હો કે આર્યસમાજી–થીઓસોફીસ્ટ કે ગમે તે હો, એકલ કુટુંબ ભાવનાવાળા હો કે ભિન્ન ભિન્ન કુટુંબ ભાવનાવાળા હો પણ તમારે જો તમારૂં જીવન ઉત્કૃષ્ટ કરવું જ હોય અને ઉત્તમ સુખ અનુભવવું જ હોય તો આ વાંચો અને વિચારો.

સત્વર મંગાવો! તૈયાર છે! સત્વર મંગાવો!

સ્વર્ગ:-પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી રચિત,

# સુદર્શનગદ્યાવલિ.

“પ્રિયંવદા” અને “સુદર્શન” ના વર્ષ ૧૩ સુધીમાં આવેલા, અનેક ગ્રથરૂપે અપ્રસિદ્ધ રહેલા એવા

આવે એવી દેવ દંતકથા નથી, પણ ફકત હાલના જમાનામા જગપ્રસિદ્ધ થયેલા તથા પૂર્વ અને પશ્ચિમ મુલકોમાં જ્યોતિષ વિદ્યાની ઓથોરીટી સમાન જાહેર થયેલા, તથા દુન્યાની મોટી મોટી ઓબઝર્વેટરીઓના નિપુણ યંત્રોથી ગણત્રી કરનારા, મહાન વિદ્વાનોના ગ્રથો તથા શિક્ષણોનો અરક, ખાસ **પારસી, ખોજા, મુસલમાન** અને **હીંદુ** કેળવાયલી પ્રજાના ઉપયોગને માટે પ્રગટ કરવામા આવ્યો છે

આવી તક ફરીથી મળશે નહીં, અગ્રેજી જ્યોતિષોના વર્તારાઓ કવચીતજ ખોટા પડે છે ઝેડ-કીલ, **ઍલનલીઓ** અને **રાફાએલ**, જેવા મહાન જ્યોતિષોની સરલ રૂઢી સંપુર્ણતાથી શીખવા માટે આ એકજ પુસ્તકની જરૂર છે

---

# મીકેનીકલ ઇન્જીનીયર

# એકઝામીનેશન

# હેન્ડ બુક.

અથવા

## બાંબે બાયલર એકટની પરીક્ષાના પ્રશ્નોત્તર

કિંમત રૂ. ૧—૪—૦

# ધી કમરશીયલ કેલેન્ડર

યાને

# હિન્દી વેપારી પંચાંગ.

સંવત્ ૧૯૬૫, સને ૧૯૦૮-૦૯.

આવૃત્તિ અઢારમી.

કિંમત રૂ. ૧-૮-૦ (વી. પી.) રૂ. ૧-૧૨-૦

જ્યોતિષિઓ, મુત્સદીઓ, લાયબ્રેરીઓ, વેપારીઓ, અને ટુંકમા કહીએ તો જનસમુદાયને સંપુર્ણ રીતે જાણવાજોગ દરેક વિષયોનું જ્ઞાન આ પંચાંગમા મળી શકે તેમ છે.

# અપવાસ.

અથવા

## મનુષ્યને થતાં દરદોનુ જડમૂળ કાઢી શરીરને રોગ વગરનો અને પવિત્ર કરવાનો, એકલો ખરો.

# કુદરતી ઇલાજ.

અપવાસની ઉત્પત્તિ તથા ઇતિહાસ—તે કેમ, ક્યારે અને કેટલો કરવો તેની વિદ્યાનુસાર (સાયન્ટીફીક) સમજણ, અમેરીકા જેવા સઉથી આગલ વધેલા દેશમા તેનો થયેલો બહોળો પ્રસાર— અને સેંકડો માણસોના જાતી અનુભવો તથા જાણવાલાયક અપવાસના હેવાલો

( ચીત્રો સાથે )

અમેરીકાના જગ પ્રસિદ્ધ

**બરનાર મેકફેડનની નવી "ફીઝકલ્ટોપથી" ના**

અભ્યાસ તથા અંગત અનુભવથી મેળવેલા

**જ્ઞાનનો સંવાદ**

ચાલુ દુઃખથી પીડાતા મનુષ્યોના લાભ માટે

કિંમત રૂ ૨–૦–૦

# વિવિધ સુખાભાસ

## પ્રથમાભાસ

સંસારની રંગભૂમિપર વિવિધ સુખ
માટે તરફડિયાં મારતા માનવીઓનાં
ચારિત્રનું નવલકથા રૂપે
અદ્ભુત વિવરણ

રચનાર

વૈદ્ય શાસ્ત્રી રત્નસિંહ ગોવિંદજી ધરાદેવ.

સંશોધન કરનાર

દેવજી ત્રિકમદાસ ઠક્કર,
બી. એ, એલ. એલ. બી.

(આ પુસ્તક માટે સાક્ષરોએ ઉત્તમ અભિપ્રાય આપ્યા છે)

મુલ્ય રૂ. ૨-૮-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

વેદાંત શિરોમણી પરમ હંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ શંકરાનંદ સ્વામી વિરચિત-

# આત્મપુરાણનું

## ગુજરાતી ભાષાન્તર.

આત્મજ્ઞાનના ભંડારરૂપ તમામ ઉપનિષદોનુ સંપુર્ણ સમજ પડે એવી રીતે યુક્તિઓ પ્રયુક્તિઓથી વસ્તુને ઘટાવીને કરેલું આ ભાષાન્તર દરેક સંન્યાસી, અને મુમુક્ષુને રાતદિવસ મનન કરવા યોગ્ય છે.

કાશીવાળા મહા સમર્થ વિદ્વાન સ્વામી શ્રી ચિદઘનાનંદજીની ષટદર્શનના અથાગ જ્ઞાનમય ટીકાને અનુસારે આ ઉપનિષદોનો-મહા વાકયોનો અને પરમ બ્રહ્મજ્ઞાનનો ભંડાર છે વેદાંતનાં જે ત્રણ મહા પ્રસ્થાનો કહેવાય છે તેમા આ પહેલું પ્રસ્થાન છે. અને તેના વાચનથી આત્મજ્ઞાનની કુંચી હાથ લાગે છે, મનનથી શાંતિ મળે છે અને નિદિધ્યાસથી પરમાનંદ પમાઈ જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે છપાઇ બંધાઇમા અતિસુંદર, અક્ષરો મોટા.

કિમ્મત રૂ. ૬-૦-૦ વી. પી. તથા પોસ્ટેજ જુદું.

# ત્રિપાઠી ડાયરી બુકો.

## જુદી જુદી સાઇઝ તથા કાગળો તથા બાઇન્ડીંગની ડાયરીઓ અમ્હે દર સાલ દીવાળીપર નીચે પ્રમાણે પ્રકટ કરીએ છીએ.

| | | |
|---|---|---|
| ૧. **ત્રિપાઠી ઑફીસ ડાયરી બુક**—ઉંચા ફુલીસકેપ કાગળપર છાપેલી ૮ પેજી. | | |
| સાઇઝ ૬½ × ૪ ફુલ કલોથ ... | ૦ | ૬ |
| પાકું પુઠું રબરવાળી | ૦ | ૧૦ |
| ૨. **ત્રિપાઠી ડાયરી બુક**—ઉંચા સુપર-રાયલ ગ્લેઝડ કાગળપર છાપેલી. ૩૨ | | |
| પેજી સાઇઝ ૫ × ૩½ ફુલ કલોથ | ૦ | ૪ |
| પાકું પુઠું. રબરવાળી. | ૦ | ૮ |
| ૩. **ત્રિપાઠી ડાયરી બુક**—ખાસ પાતલા બેંક પોસ્ટ કાગળપર છાપેલી સાઇઝ | | |
| ૫ × ૩½ ફુલ કલોથ | ૦ | ૫ |
| ૪. **ત્રિપાઠી પોકેટ ડાયરી**—ઉંચા સુપર રાયલ ગ્લેઝડ કાગળપર છાપેલી ૬૪ | | |
| પેજી. સાઇઝ ૩½ × ૨½ ફુલ કલોથ. | ૦ | ૩ |

વી. પી. તથા પોસ્ટેજ ખર્ચ જુદું પડશે.

